श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




## श्रीमद्वल्लभाचार्यप्रकटिता ।

(दशम-उतरार्ध-राजस-साधन-प्रकरणम् ।)

विवरणटिप्पणीसमेता ।

## प्रथमोध्याय : ।

उत्तरार्धे हरेर्लीला स्वतः सर्वात्मना कृता ।
यदर्थमवतीर्णोऽसौ सा निरूप्या विभागशः ॥१॥
एषा निरोधलीलैव स्वसंसारपरा परम् ।
भगवांश्च तदीयाश्च तच्छास्त्रं चेति स त्रिधा ॥२॥
चतुर्दशभिरध्यायैः प्रमाणं तस्य रूप्यते ।
तदीया एकविंशत्या षड्भिः स च निरूप्यते ॥३॥
कृतिः प्रमाणं तु हरेः स्वतश्चान्यानुरोधतः ।
सप्तभिः सप्तभिः प्रोक्ता गुणैर्युक्तो हरिस्तथा ॥४॥
वाक्यात्तदीया विज्ञेयास्तस्यैव न तु शास्त्रतः ।
एकविंशविधं सर्वं श्रुत्वा तद्बहुधोदितम् ॥५॥

षड्गुणैर्भगवान् रूप्यस्तेषु सर्वं प्रतिष्ठितम् ।
तत्र तु प्रथमेऽध्याये स्वावतारप्रयोजनम् ॥६॥
निरूप्य क्षात्रधर्मेण जयोऽन्यश्च निरूप्यते ।
राजसानां साधने तु निरोधे भगवत्कृतिः ॥७॥
सर्वथा साधनमिति तदेवादौ निरूप्यते ।
विवाहपुत्रजन्मान्ता सा निरूप्या विशेषतः ॥८॥
अलौकिकं ततः स्थानं निरूप्यमिति रूप्यते ।
तस्योपद्रवनाशाय भ्रमोत्पादनमीरितम् ॥९॥
निग्रहानुग्रहौ चैव प्रसङ्गात् सुनिरूपितौ ।
अन्यथा लौकिकी लीला कृष्णस्य स्यान्न चान्यथा ॥१०॥
त्रिविधो हि क्षत्रियाणां विवाहः परिकीर्तितः ।
गान्धर्वो राक्षसश्चैव विहितश्च स्वगृह्यतः ॥११॥
पुत्रस्यापि कथा वाच्या ह्यन्येनापि समर्पिताम् ।
भार्यामाहुः क्षत्रियस्य तत्प्रसङ्गात्तथा परा ॥१२॥
सत्यभामाविवाहान्ता कथेयं विनिरूपिता ।
त्रिविधं दुःखमादौ हि भक्तानां विनिरूपितम् ॥१३॥
भूमेर्मातुर्वैष्णवानां वैकुण्ठादागतिर्यतः ।
द्वयमप्यत्र मथुरात्यागे हेतुर्निरूप्यते ॥१४॥
प्रमाणरक्षासिद्ध्यर्थमनिवार्यं तु तद्द्वयम् ।
निवार्यः सप्तदशधा ब्रह्माण्डे तु प्रजापतिः ॥१५॥

स सप्तदशधा प्रोक्तस्तन्निवृत्तावशक्यता।

अतोऽत्र प्रथमं वाच्यं कृतिशक्यमनेकधा ॥१६॥

उत्तरार्धसमैः श्लोकैरतिदेशस्ततः परम् ।

द्वाभ्यां कलाभिरपरः साधिकाभिरिति स्थितिः ॥१७॥

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય ૧ થી ૭

## રાજસ સાધન પ્રકરણ

### અધ્યાય પહેલો

કારિકાઓ :

કારિકા-૧ : હરિની લીલા જે સંપૂર્ણરીતે હરિએ પોતે જ કરેલી છે અને જેને માટે તે અવતરેલા છે તેનું વિભાગથી ઉત્તરાર્ધમાં નિરૂપણ કરવામાં આવે છે.(૧)

કારિકા-૨: આ નિરોધ લીલા જ છે પરંતુ પોતાના સંસારના સંબધવાળી છે. (૧) ભગવાન (૨) તદીયાઃ (તેમના) અને તેમનું શાસ્ત્ર. એવા ત્રણ પ્રકારના છે. (૨)

કારિકા-૩ : તેનું પ્રમાણ ઉત્તરાર્ધના ચૌદ અધ્યાયોથી કહેવામાં આવે છે. પછીના એકવીશ અધ્યાયોથી તેમના તદીય કહેવામાં આવે છે અને છેવટના છ અધ્યાયોથી તેમના ધર્મનું નિરૂપણ કરવામાં આવે છે. (૩)

કારિકા-૪ : આ હરિ હોવાનું પ્રમાણ તો પોતાની મેળે અને બીજાના વિચારથી કરેલી ક્રિયા સાત, સાત અધ્યાયોથી કહેલી છે કારણ કે છ ગુણો સહિત ધર્મિ હરિ તે પ્રમાણે સાત અધ્યાય થાય છે. (૪)

કારિકા-૫ : તેમના વાક્યથી જ તેમનાઓને જાણવા. પરંતુ શાસ્ત્રથી જાણવા નહિ. તે બધું એકવીશ પ્રકારનું સાભંળીને ઘણા પ્રકારનું કહેલું છે. (૫)

કારિકા-૬ : છ ગુણોથી ભગવાનનું નિરૂપણ કરવાનું છે. તે છ ગુણોમાં

બધું કહેલું છે. તે પૈકી પહેલા અધ્યાયમાં પોતાના અવતારનું પ્રયોજન જણાવી, ક્ષત્રિયોના ધર્મ પ્રમાણે જ જય અને બીજો પરાજય કહેલ છે. (૬)

કારિકા -૭-૮ : રાજસોના સાધનરૂપ નિરોધમાં તો ભગવાનની ક્રિયા જ સર્વ પ્રકારે સાધન થાય છે. તેથી આરંભમાં તેનું જ વર્ણન કરવામાં આવે છે. તે ક્રિયા વિવાહ અને પુત્રના જન્મ સુધીની વર્ણવવી જોઇએ. (૭-૮)

કારિકા-૯ : પછીઅલૌકિક સ્થાનપ્રસંદ કરવું જોઇએ. તેથી તેનું નિરૂપણ કરવામાં આવે છે. તેના ઉપદ્રવનો નાશ થાય તે માટે ભ્રમ ઉત્પન્ન કર્યાનું કહેલ છે. (૯)

કારિકા-૧૦: પ્રસંગને લીધે હરાવ્યાનું અને કૃપાનું સારી રીતે નિરૂપણ કરેલું છે. તેમ ન કર્યું હોય તો શ્રીકૃષ્ણની લીલા કરેલું છે. તેમ ન કર્યું હોત તો શ્રીકૃષ્ણની લીલા લૌકિક થાત પણ બીજા પ્રકારની અલૌકિક લીલા ન થાત. (૧૦)

કારિકા-૧૧: ક્ષત્રિઓનો વિવાહ ત્રણ પ્રકારે કહેલો છે. (૧) ગાંધર્વ, (૨) રાક્ષસ (૩) વૈદિક પોતાના ગૃહ્ય શાસ્ત્રે કહેલો છે.(૧૧)

કારિકા-૧૨ : પુત્રની કથા પણ જરૂર કહેવી જોઇએ. બીજાએ પણ કાર્યમાં શંકાએલીને તેની પત્નિ કહેલી છે. તેવી રીતે ક્ષત્રિયની પુત્રી તે પ્રસંગથી બીજી પત્નિ થઇ (૧૨)

કારિકા-૧૩ : સત્યભામાના વિવાહ સુધીની આ કથા કહેલી છે. (૧૦) ભૂમી (૨) માતા (૩) વૈષ્ણવો. આ ત્રણ પ્રકારના ભકતોના ત્રણ પ્રકારનું દુઃખ શરૂઆતમાં કહેલ છે. જેને લીધે ભગવાન વૈકુઠમાંથી ભૂમી ઉપર પધાર્યા છે. (૧૩)

કારિકા-૧૪ : અહીં મથુરાંનો ત્યાગ કરવામાં બે દુઃખોનું કારણ કહેલ છે. પ્રમાણનું રક્ષણ થાય તે માટે. તે બે તો દૂર થઇ શકે એમ નથી.

કારિકા-૧૫ : સત્તરવાર પાછો કાઢવો જોઇએ. કારણ કે બ્રહ્માંડમાં સત્તર પ્રજાપતિ છે. તેથી તેને પાછો કાઢવો શકય નથી.

કારિકા -૧૬-૧૭ : તેથી અહીં ઉત્તરાર્ધના અધ્યાયો જેટલા શ્લોકથી

તે કાર્ય બીજા પ્રસંગોને લાગુ પાડેલું છે. અને સાડા પંદર શ્લોકથી બીજાને લાગું પાડેલ છે. એવી વ્યવસ્થા છે.

भगवानक्लिष्टकर्मेति निरूपयितुं प्रथमं कंसभार्ययोरूपद्रवहेतुमाह *अस्ति प्राप्तीति द्वाभ्याम्।*

**अस्ति प्राप्तिश्च कंसस्य महिष्यौ भरतर्षभ ।**
**हते भर्तरि दुःखार्ते ईयतुः स्म पितुर्गृहान् ॥१॥**
**पित्रे मगधराजाय जरासन्धाय दुःखिते ।**
**वेदयाश्चक्रतुः सर्वमात्मवैधव्यकारणम् ॥२॥**

उभयोः क्रियानामत्वमग्रे क्रियायोगित्वाय प्रथमत एव तथा निरूपितम् । अस्तीति सर्वधात्वर्थः, क्रियासामान्यम् । प्राप्तिः सर्वक्रियाफलम् । भगवदिच्छया एते पुत्ररहिते अतिक्रुद्धे भगवत्सान्निध्यादेव भर्त्रा सह गमनरहिते पितृगृहे गते । दिग्विजये पराजितः सोऽपि दुहितरावददादिति पुराणान्तरप्रसिद्धिः । चकारात्तत्सम्भृतिर्दास्यः सर्वाश्च। पितुर्गृहानीयतुः। आकारणं तत एव नापेक्षितम्। निमित्तं भर्तृमरणम् । भगवतोऽतिसमर्थस्याक्लिष्टकर्मत्वज्ञापनाय तयोर्गमनं प्रसिद्धमेव जातमित्याह स्मेति । नन्वेवं साधनफलरूपयोः कथं वैधव्यमिति चेत्, तत्राह कंसस्य महिष्याविति । महिषीत्वात् पराधीनत्वम् । तद्भोगातिशये प्रवृत्ते अपि भगवदिच्छया तथाभूते । तद्विश्वार्थं भरतर्षभेति । नात्र तयोर्दुखे लौकिकं किञ्चिदस्तीति भावः । गमनेऽपि न दुःखान्तरं हेतुः, किन्तु भर्तृहननमेव । गतयोः कृत्यमाह पित्रे इति । मगधराजायेति । प्राकृतदेशाधिपतित्वेन दोषोऽपि निरूपितः । दुर्जयत्वं निरूपयितुं जरासन्धायेति । दुहितृप्रियत्वं निरूपयितुं दुःखित इति । सर्वमाकाशवाणीप्रभृति मरणान्तम्, आत्मनो धवाभावकारणम्, कृष्ण-चरितमिति यावत् ॥२॥

पूर्वे तेन कंसवधः श्रुत एव, परं मल्लक्रीडायां मञ्चात् पतितो दैवान्मृत इति । इदानीं हेतुपूर्वकं भगवच्चरित्रं श्रुत्वा पयसा पुष्टः सर्प इव जात इत्याह स तदाऽप्रियमाकर्ण्येति ।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય પહેલો

## રાજસ સાધન પ્રકરણ

## અધ્યાય પહેલો

## જરાસંધ સાથે યુદ્ધ અને દ્વારકાપુરીનું નિર્માણ

આ અધ્યાયથી ઉત્તરાર્ધનો આરંભ થાય છે. ભગવાન ક્લેશ વિના કર્મ કરનારા છે એમ જણાવવા નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી કંસની બે સ્ત્રીઓ ઉપદ્રવનું કારણ થઈ એમ કહે છે.

શ્લોકાર્થ -૧ : હે ઉત્તમ ભારત ! પતિ હણાતાં દુઃખી થયેલી કંસની મહારાણીઓ અસ્તિ અને પ્રાપ્તિ પિતાને ઘેર ગઈ (૧)

સુબોધિનીજી, ભાવાર્થ :- બન્ને મહારાણીઓ ક્રિયા નામવાળી છે. ભવિષ્યમાં ભગવાનનો ક્રિયા સાથે સંબંધ થવાનો છે. એમ જણાવવા પ્રથમથી જ તે પ્રમાણે કહેલું છે અસ્તિ એ બધા ધાતુ ક્રિયાપદોનો અર્થ છે. સામાન્ય રીતે ક્રિયા એવો તેનો અર્થ છે. પ્રાપ્તિ એટલે સર્વ ક્રિયાનું ફલ.

ભગવાનની ઈચ્છાથી આ બે પુત્ર વિનાની અને નિરોધ થયા વિનાની હતી. ભગવાન સમીપમાં હોવાથી જ પતિ સાથે ગમન નહિ કરતાં સતી નહિ થતાં પિતાને ઘેર ગઈ. કંસના દિગ્વિજયમાં પરાજય પામેલા જરાસંધે બે દિકરીઓ કંસને આપેલી એવી બીજા પુરાણમાં કથાની પ્રસિદ્ધિ છે. 'ચ' અને શબ્દથી એમ કહેલું છેકે તેમનો દાયજો અને બધી દાસીઓ સાથે પિતાને ઘેર ગઈ. તેથી જ બોલાવવાની જરૂર ન હતી. પતિના મરણનું જ કારણ હતું. સ્મ શબ્દથી એમ જણાવેલું છે કે ઘણી શક્તિવાળાં ભગવાન ક્લેશ વગર કર્મ કરાનારા છે એમ જણાવવા તેઓનું પિતાને ઘેર જવાનું પ્રસિદ્ધ થયું. સાધનરૂપ (અસ્તિ) અને ફલરૂપ (પ્રાપ્તિ) મહારાણીઓને એ પ્રમાણે વિધવાપણું કેમ પ્રાપ્ત થયું? એવી શંકા થાય તેથી કંસની મહારાણીઓ એવો શબ્દ યોજેલો છે. મહારાણીઓ હોવાથી તેઓ પરાધીન હતી. તે કંસનો ઘણો ભોગ પ્રાપ્ત થાય તે માટે તત્પર રહેવા છતાં, ભગવાનની ઈચ્છાથી તેવી થઈ. તેમાં પરીક્ષિતનો વિશ્વાસ રહે તે માટે હે ઉત્તમ ભારત એવું સંબોધન

કરેલું છે. તેનો ભાવ એવો છે કે તે બંનેને દુઃખ થયું તેમાં કોઈ અલૌકિક કારણ નથી. પિતાને ઘેર જવામાં પણ બીજુ દુઃખનું કારણ નહતું. પરંતુ પતિનો વધ જ કારણ હતું. (૧)

તેમણે જઈને જે કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ-૨ : *દુઃખી થયેલી તે બેએ પિતા મગધરાજ જરાસંધને પોતાના વૈધવ્યનુ બધું કારણ જણાવ્યું (૨)*

સુબોધિનીજી, ભાવાર્થ : મગધરાજ શબ્દથી પ્રાકૃત દેશના રાજા તરીકે તેનો દોષ પણ જણાવેલો છે. તેને જીતવો કઠીન છે એમ જણવવા જરાસંધ નામ યોજેલું છે. તેને પુત્રીઓ વહાલી હતી એમ જણાવવા દુઃખી થએલી શબ્દ યોજેલ છે. સર્વ એટલે આકાશવાણીથી આરંભી કંસના મરણ સુધીનું, પોતે વિધવા થવાનું કારણ એટલે બધું કૃષ્ણનું ચરિત્ર જણાવ્યું. (૨)

જરાસંધે પહેલાં કંસનું મૃત્યુ સાંભળ્યું હતું જ પરંતુ મલ્લોની રમતમાં મંચ ઉપરથી પડેલો ભાગ્યયોગે. મરણ પામ્યો એમ સાંભળેલું . હવે મૂળથી આરંભી ભગવાનનું ચરિત્ર સાંભળીને તે દુધથી પુષ્ટ થએલા સર્પ જેવો થયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**स तदाऽप्रियमाकर्ण्य शोकामर्षयुतो नृप ।**
**अयादवीं महीं कर्तुं चक्रे परममुद्यमम् ॥३॥**

छलेन मारणादमर्षः मरणं त्वप्रियम् । राजा हि दुःखशोकप्रतीकारं करोत्येव, समर्थस्य तूष्णीम्भावो न युक्त इति । अयं दोषो वस्तुतो वसुदेवस्य तद्रक्षार्थं सर्व एव यादवाः प्रवर्तिष्यन्त इति पृथिवीमयादवीमेव करिष्यामीति मनसि विधाय, तदर्थं महान्तमेवोद्योगं कृतवान् । स हि महान् भवति, कृष्णस्य च दोषं न पश्यति । आनुपूर्वी तादृशी श्रुतेति । परमो ह्युद्यमः तद्बन्धूनामति स्ववशीकरणमुपायैः । सेनादिसम्पत्तिः स्पष्टैव ॥३॥

तस्योद्यमस्य फलमाह अक्षौहिणी भिर्विंशत्येति ।

<u>શ્લોકાર્થ -૩ :</u> *હે રાજા ! તે અપ્રિય સાંભળીને શોક અને ક્રોધવાળો થઈને તેણે પૃથ્વીને યાદવ વિનાની કરવા ઘણો ઉદ્યમ કર્યો. (૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> કંસને કપટથી માર્યો તેથી ક્રોધ થયો. અપ્રિય તો મરણ હતું. શક્તિવાળો શાંત બેસી રહે તે યોગ્ય નહિ હોવાથી રાજા દુઃખ અને શોકનું વેર વાળે જ વાસ્તવિક રીતે આ વસુદેવનો દોષ છે અને તે વસુદેવનું રક્ષણ કરવા બધાએ યાદવો પ્રવૃત્તિ કરવાના. તેથી પૃથ્વીને યાદવ વિનાની કરીશ. એમ મનમાં વિચારી તે માટે ઘણો ઉદ્યમ કર્યો. તે જરાસંધ બુદ્ધિવાળો હતો. તેથી તેને શ્રીકૃષ્ણનો દોષ જણાયો નહિ. કારણ કે તેને કથાનો ક્રમ તેવો સાંભળેલો. ઘણો ઉદ્યમ એટલે વસુદેવના બંધુઓને પણ ઉપાયોથી પોતાને વશ કરવા. તેની સેના વિગેરેનું વિપુલપણું સ્પષ્ટ જ હતું.(૩)

નીચેના શ્લોકમાં તે કંસના ઉદ્યોગનું ફલ કહે છે.

**अक्षौहिणीभिर्विंशत्या तिसृभिश्चाभिसंवृत : ।**
**यदुराजधानीं मथुरां न्यरुणत् सर्वतोदिशम् ॥४॥**

अक्षौहिणीत्रितयं तस्य गृहस्थम् । विंशतिरुद्यमेन सम्पादिता । पूर्वस्थितं विशेषेण प्रवक्ष्यतीति चकारेण समुच्चयः, पृथङ्निरूपणं च कृतम् । अभितः संवृत इत्यैक मत्यमेकप्रवक्ष्यतीति चकारेण समुच्चयः, पृथङ्निरूपणं च कृतम् । अभितः संवृत इत्यैकमत्यमेकप्रभुत्वं चोक्तम् । यादवानां जये स्थानग्रहणं मूलमिति मथुराग्रहणार्थं तां न्यरुणत् । यतः सा राजधानी । सर्वतोदिशमिति तत्रत्यानां निर्गमनाभावाय । न्यरुणत् आवृतवान्, अष्टदिक्ष्वावरणम् । अनेन रात्रावेव व्याजान्तरेण समागत्यावरणं कृतवानिति लक्ष्यते ॥४॥

तदा भीतानां वार्ताकथनं व्यर्थमिति भगवतश्चरित्रमाह निरीक्ष्येति ।

<u>શ્લોકાર્થ -૪ :</u> *વીસ અક્ષોહિણી અને ત્રણ અક્ષોહિણીથી ચારે તરફ વીંટાએલા તેને યાદવોની રાજધાની મથુરાને બધી દિશાઓથી ઘેરી. (૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :-</u> ત્રણ અક્ષોહિણી સેના તેના ઘરની રહેલી હતી અને વીસ અક્ષોહિણી સેના તેને ઉદ્યમથી પ્રાપ્ત કરી પહેલાં હતી તેનાં

ખાસ પ્રાપ્ત કરેલામાં સમાવેશ ન થાય તેથી 'ચ' અને શબ્દથી જુદુ વર્ણન કરેલું છે. ચારે તરફ વીંટાએલા શબ્દથી એ બધી સેનાને એક મતવાળી અને એક સ્વામિવાળી કહેલી છે. યાદવોને જીતવામાં તેઓના રહેઠાણને જીતવું એ પાયારૂપ હોવાથી મથુરા જીતવા તેને ઘેરી કારણ કે તે રાજધાની હતી. ત્યાંના રહેવાસીઓ બહાર નીકળી શકે નહિ તે માટે બધી દિશાએ ઘેરી. આઠે દિશાએથી ઘેરી લીધી. સામે જ આવીને તેને ઘેરો ઘાલ્યો . (૪)

તે સમયે ભય પામેલાની વાર્તા કહેવી નકામી હોવાથી નીચેના શ્લોકથી આરંભી ભગવાનનું ચરિત્ર કહે છે.

**निरीक्ष्य तद्बलं कृष्ण उद्वेलमिव सागरम् ।**
**स्वपुरं तेन संरुद्धं स्वजनं च भयाकुलम् ॥५॥**

यतो भगवान् कालात्मा अवतीर्णः । तच्च समागतं बलरूपम्, न तु स्नेहार्थमन्यार्थं वा समागतम् । तस्य अमर्यादत्वं चाह । वेलामतिक्रम्य समागच्छन्तं सागरमिव दृष्टवान् । नन्वक्लिष्टकर्मा भगवान्, यादवनयनार्थमागतो जरासन्धः यादवान् नयतु, राजा वा विचारं करिष्यति, स्वयं किमित्येवं कृतवानित्याशङ्क्याह *स्वपुरं तेन* संरुद्धमिति । मथुरा तु स्वनगरम्, न केवलं यादवपुरीमात्रम् । निरीक्ष्येति त्रिषु सम्बन्धः । एका मोचनीया, अन्ये निर्भयाः कर्तव्याः, एकं च मारणीयमिति । गुणानां कार्यमुपस्थितमिति दर्शनम् । स्वजना भक्ताः, ते च भयाकुलाः । चकारात् तत्सम्बन्धिनोऽन्ये पुरवासिनः । बलस्यैकत्वमनायासेन मारणज्ञापनाय । पुर्यास्त्वावश्यकत्वाय । स्वजने वसुदेवं ज्ञापयितुम् ॥५॥

तत्र भगवान् पदार्थद्वयस्योपस्थितत्वात् किं कर्तव्यमिति चिन्तां कृतवानित्याह चिन्तयामासेति ।

<u>શ્લોકાર્થ -૫ :</u> *મર્યાદાનું ઉલ્લંઘન કરીને આવતા સમુદ્ર જેવી તે સેનાને (૨) તેનાથી ઘેરાએલાં પોતાનાં નગરને અને (૩) ભયથી દુઃખી થએલા ભક્તને જોઈને શ્રીકૃષ્ણ. (૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : કારણ કે ભગવાન કાળરૂપ અવતરેલા હતા અને તે આવેલી સેના પણ લડવા માટે જ આવેલી હતી પરંતુ તે સ્નેહ દર્શાવવા કે બીજા પ્રયોજન માટે આવી ન હતી. મર્યાદાનું ઉલ્લઘંન કરીને આવતા સમુદ્ર જેવી સેનાને જોઇ શબ્દોથી તે હદ વગરની બહુ મોટી હતી એમ કહેલું છે. ભગવાન ક્લેશ વગર કર્મ કરનારા છે. યાદવોને લઈ જવા આવેલો જરાસંધ યાદવોને ભલે લઈ જાય અથવા રાજા તેની સાથે યુદ્ધ કરાવાનો વિચાર કરશે. ભગવાને પોતે કેમ તે પ્રમાણે વિચાર કર્યો ? એવી શંકા થાય તેથી તેનાથી ઘેરાયેલાં પોતાના નગરને એવા શબ્દો યોજેલા છે. મથુરા તો ભગવાનના પોતાનું નગર છે. માત્ર યાદવોની નગરી નથી. (૧) મથુરાને છુટી કરવાની છે.(૨)સર્વને નિર્ભય કરવાના (૩)જસરાસંધની સેનાને હણવાની છે. એ ત્રણ સાથે જોઈને શબ્દનો સંબંધ છે. ગુણોનું કાર્ય આવી ચડયું છે. તેથી ભગવાને જોયું ભક્તોના સંબંધિઓ, બીજા નગરમાં રહેનારાઓ ભયથી દુ:ખી થતા હતા. જરાસંધની સેનાને પ્રયાસ વગર હણશે એમ જણાવવા એક એમ કહેલી છે. પોતાના સંબંધિ વસુદેવને નગરને ઘેરો ઘાલ્યો છે તે જણાવવામાં આવે છે. (૫)

તે પ્રસંગે બે વિષય આવી પડેલ હોવાથી શું કરવું જોઈએ? તેનો ભગવાને વિચાર કર્યો તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**चिन्तयामास भगवान् हरिः कारणमानुषः ।**
**तद्देशकालानुगुणं स्वावतारप्रयोजनम् ॥६॥**

ननु किमेतत् द्वयं यदर्थं चिन्तेत्याशङ्क्याह हरिः कारणमानुष इति । भगवानित्युभयथापि करणे सामर्थ्यमुक्तम् । किमक्लिष्टकर्मत्वात् कंसवदयं मारणीयः, तावत् स्वजनाभिभवः सोढव्यः, आहोस्विदक्लिष्टकर्मत्वं परित्यज्य वैषम्यमङ्गीकृत्य युद्धादिकं कर्तव्यमिति । किं तावत्प्राप्तम् । स्वधर्मपरित्यागोऽनुचित इति हरित्वं दूरीकृत्य कारणार्थं व्याजेन मनुष्यो जात इति कंसवदेव मारणीयः, अन्यथा व्याजकरणं व्यर्थं स्यात् । अक्लिष्टकर्मत्वरक्षार्थमेव मानुषभावेनावतीर्णः । तस्माद्युद्धं न कर्तव्यमिति पूर्वः

पक्षः । सिद्धान्तस्तु कर्तव्य इति । यतो हरिरयम्, न भक्तानां दुःखं सहते, स्वधर्मश्च कर्तव्यः, सान्नाहिको हि षोडशवार्षिको भवति, युद्धार्थमागतेन च सह युद्धं कर्तव्यमिति। ननु स्वधर्मोऽन्यथा भविष्यतीति कथं क्लिष्टकरणमित्याशङ्क्य देशानुरोधेन करणं निरूपयति तद्देशकालानुगुणमिति । तस्य देशस्य तस्य च कालस्य युद्धकरणमेवानुगुणम् । कदाचिदङ्गानुरोधेनाप्यङ्गिनो धर्मा अन्यथा क्रियन्ते । यथा प्रवर्ग्यसम्भारे आदित्यास्तमयेविरमणम्, कृतान्तादेव विरमेदिति । यथा वा देशदोषेण प्रधानयागस्यापि नाशः दक्षयज्ञे । तस्मात् तस्मिन्देशे अभक्ताः स्थास्यन्तीति तदनुरोधेन ते मारणीयाः, तेषां च मृत्युकाल उपस्थित इति कालानुरोधोऽपि कर्तव्यः, अतः क्लिष्टकरणं तद्देशकालानुगुणं भवति । किञ्च, स्वावतारस्य प्रयोजनमपि भवति । अवतारो हि भक्तानानमुद्धारार्थः । स च कालं वञ्चयित्वा, लौकिकवत् कृत्वा, भक्ता नेयाः । तत्र क्लिष्टकरणमुपयुक्तं भवति । अन्यथा कालो भक्तेषु द्रोहं कुर्यात् कर्मादिभिः । ततो बहुकर्तव्यमापद्येत । अतः स्वावतारस्य प्रयोजनं यस्मात् तादृशमपि विषमकरणमिति भगवतश्चिन्ता युक्ता ॥६॥

चिन्तया निर्धारितं पक्षमाह हनिष्यामीति चतुर्भिः ।

<u>શ્લોકાર્થ - ૬ :</u> *ભગવાન હરિ જે કારણ માટે મનુષ્ય થએલા તેમને તે દેશ અને કાલને અનુકુલ જેમાં પોતાના અવતારનું પ્રયોજન સિધ્ધ થાય તેવા કાર્યનો વિચાર કર્યો. (૬)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> આ બે કાર્ય માટે ભગવાને વિચાર કર્યો. એવી શંકા થાય. તેથી હરિ જે કારણ માટે મનુષ્ય થએલા એવા કારણ શબ્દો યોજેલા છે. ભગવાન શબ્દથી બીજા પ્રકારે કર્મ કરવા શક્તિમાન છે.

(૨) ભગવાન કલેશ વિના કર્મ કરનાર હોવાથી જરાસંધને કંસની માફક હણવો અને ત્યાં સુધી પોતાના ભક્તોનો વિનાશ સહન કરવો? અથવા કલેશ વિના કર્મ કરવાનો ત્યાગ કરી વિષમપણાનો સ્વીકાર કરી જરાસંધ સાથે યુદ્ધ કરવું એ બે વિષય આવી પડયા છે હવે શું પરિણામ આવ્યું ?

પોતાનાં ધર્મનો ત્યાગ અયોગ્ય હોવાથી હરિપણું દૂર કરી છુપાવી કારણ કે જે કારણને લીધે ભગવાન મનુષ્ય થએલા હોવાથી જરાસંધને કંસની માફક જ હણવો જોઇએ. તેમ કરવામાં ન આવે તો નિમિત્ત કરવાનું નકામું થાય.

કલેશ વિના કર્મ કરવાપણામાં ગુણના રક્ષણ માટે જ ભગવાન મનુષ્યની સ્થિતિથી અવતરેલા છે. તેથી તેમણે યુદ્ધ કરવું જોઇએ નહિ એવો પૂર્વપક્ષ છે.

સિદ્ધાંત તો યુદ્ધ કરવું જોઇએ તેવો છે કારણ કે આ શ્રીકૃષ્ણ હરિ છે. તેથી ભકતોનું દુઃખ સહન કરતા નથી. વળી લડવા યોગ્ય સોળ વરસનો હોય છે અને યુધ્ધ માટે જે આવેલ હોય તેની સાથે યુદ્ધ કરવું જોઇએ. એવા પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરવું જોઇએ.

એમ કરવાથી ભગવાનનો પોતાનો ધર્મ ખોટો પડશે. તેથી કલેશવાળું કાર્ય શા માટે કરવું? એવી શંકા થાય તેથી તે દેશ અને કાળને અનુકુળ શબ્દથી દેશની અનુકુળતાથી કાર્ય કરવાનું કહે છે. તે માટે યુદ્ધ કરવું જ અનુકુળ હતું. જેમ સોમયજ્ઞના આરંભથી વિધિમાં કૃતાંતથી અટકવું નિયમ પ્રમાણે સૂર્ય અસ્ત થતાં અટકાવમાં આવે છે અથવા જેમ દક્ષના યજ્ઞમાં દેશના દોષને લઈને મુખ્ય યજ્ઞનો પણ નાશ થયો. તેમ કોઈવાર અંગની અનુકુળતા માટે અંગીના ધર્મો પણ બદલવામાં આવે છે. તેથી તે દેશ મગધમાં ભકતો ન હોય તેવામાં રહેતા હોવાથી તેમને હણવા જોઇએ. તેમના મૃત્યુનો સમય નજીક આવેલો હોવાથી કાલને અનુકુલ પણ કરવું જોઇએ.તેથી કલેશવાળું કર્મ કરવું તે દેશ અને કાળને અનુકુળ છે. અને એમ કરવાથી પોતના અવતારનું પ્રયોજન પણ સિદ્ધ થાય છે. કારણ કે ભક્તોનો ઉદ્ધાર કરવા માટે ભગવાનનો અવતાર છે. અને તે ઉદ્ધાર લૌકિકના જેવું કાર્ય કરી કાલને છેતરીને થાય છે. ભકતોને કાલ પાસેથી લઇ જવા જોઇએ. તેમાં કલેશવાળું કર્મ કરવું પણ યોગ્ય જ છે. તેમ કરવામાં ન આવે તો કાલના વડે ભકતો દ્રોહ કરે તો તે કર્મો વગેરેથી પછી ઘણું કાર્ય કરવાનું આવી પડે તેથી પોતાના અવતારનું પ્રયોજન જેમાંથી સિદ્ધ થાય તેવું કરવાનું ભગવાનને વિચાર કર્યો તે યોગ્ય જ છે. (૬)

આવા વિચારથી જે મતનો નિર્ણય કર્યો તે મત ચાર શ્લોકથી કહે છે.

**हनिष्यामि बलं ह्येतद्भुवि भारं समाहितम् ।**
**मागधेन समानीतं वश्यानां सर्वभूभुजाम् ॥७॥**
**अक्षौहिणीभिः संख्यातं भटाश्वरथकुञ्जरैः ।**
**मागधस्तु न हन्तव्यो भूयः कर्ता बलोद्यमम् ॥८॥**
**एतदर्थोऽवतारोऽयं भूभारहरणाय च ।**
**संरक्षणाय साधूनां कृतोऽन्येषां वधाय च ॥९॥**
**अन्योऽपि धर्मरक्षायै देहः सम्भ्रियते मया ।**
**विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित् ॥१०॥**

बलं हनिष्यामीति प्रतिज्ञा । युक्तश्चायमर्थः । लोके हि यदुपरि यो गच्छति, स तने मार्यत इति नात्र विरोधः । एतदिति प्रदर्शनेन बलस्यातिक्रमोऽपि सूचितः । बलेन समागत इति बलेनैव वधो युक्तो, न तु व्याजेन । पूर्वोक्तास्तु व्याजेन समागताः । अतस्तेषां व्याजेनैव हननं युक्तम् । ये यथा मां प्रपद्यन्ते इति भगवतो व्रतरूपोऽपि धर्मःपरिपालितो भवति । अनेन मारणवैषम्यबुद्धिरपि परिहृता भवति । मार्याणामेव तथा बुद्धिर्जातेति । एतत्सर्वमभिसन्धाय भगवान् हिशब्दमाह । किञ्च, सर्वैर्भूभारहरणार्थं विज्ञापिते कार्यन्तरमागच्छन्नपि तेषां कृपयापि तथा समागतः । अत आगमनकार्यसिद्धयर्थमपि मारयिष्यामीत्याह भुवि भारमिति । एतद्भारूपमेव बलम् । अत एव सर्वाधः पाताले स्थापितं तत्कालेन भुवि समाहितम् । सम्यगाहितत्वात् न कृत्रिमकालकर्मादिभिः दूरीकर्तुं शक्यते । ननु राज्ञो बलं धर्महेतुर्भवतीति तद्वधे प्राणिवधः अधर्मश्च स्यादिति चेत् ? तात्राह । मागधेन अधमदेशोद्भवेन समानीतमिति । नन्वेतावता स्वामी महानेव भविष्यतीत्याशङ्क्याह वश्यानां सर्वभूभुजामिति । तद्वश्या दुष्टा एव । तेऽपि तत्स्वभावापन्ना जाता इति । अनेन तद्बलं न ग्राह्यमित्यप्युक्तम् । दुष्टं भारात्मकमिति । तस्याजेयत्वज्ञापनायाह अक्षौहिणीभिः संख्यातमिति । समूहशो युद्धे भङ्गो भवेत् । सजातीया बहवोऽपि एकेन विजातीयेन हस्त्यादिना

मार्यन्त इति । आदौ पञ्चभटा युद्धं कुर्वन्ति । तेषां पराजयशङ्कायां त्रयोऽश्ववाराः । तेषामपि पराजये एको रथी प्रवर्तते । तस्यापि तथात्वे पाष्टिहायनो गजः । एवमेकापि पंक्ति : क्रमतः सन्निविष्टा जेतुमशक्या। तादृशमेतदित्याह । भटाश्वरथकुञ्जरैः कृत्वा पत्त्यङ्गत्रिगुणन्यायेन क्रमवृद्धया अक्षौहिणीसंज्ञापन्नाः । तेऽपि बहवः । अतोऽन्येषामशक्यत्वात् मयैव हन्तव्यं बलम् । अनेन सार्द्धश्लोकेन बलस्यावश्यवधार्थं दुष्टत्वं भारत्वं च निरूपितम् । ननु शास्त्रफलं प्रयोक्तरीति न्यायेन मागध एव किं न हन्यते, एते च दीना मोचनीया इति चेत् ? तत्राह मागधस्त्विवति । तुशब्दस्तेषां वधाभावं निराकरोति, भाररूपत्वात् । यद्यपि मागधोपि भाररूपः, तथापि शबदाहककाष्टादाहकदीर्धवंशवदन्तपर्यन्तं संरक्षणीयः ।

अतो मागधो न हन्तव्य : । तदेवाह भूयः कर्ता बलोद्यममिति । बलानयनार्थं उद्यमं करिष्यति, अन्यथा बलं तिलीय तिष्ठेत् भारभूतम् । समानयनार्थं वा अधिकः प्रयत्नो भवेत् । यतोऽयं मागधो दुष्टः । आमरणान्तं यत्नं करिष्यतीति ॥७॥८॥

ननु कथं सर्वेषां वधार्थे प्रयत्नो ब्रह्मणः सर्वात्मनः तत्राह एतदर्थोऽवतारोऽयमिति । मलप्राया व्याधिप्राया दैत्या इति तन्निराकरणे न सर्वात्मत्वं भज्यते । उच्छूनः स्वावयोवाऽपि छिद्यत इति । अत एव भगवान् स्वयं पुरुषरूपं प्राप्य तत्र दोषरूपान् दैत्यान् हन्तुं स्वयमेवौषधरूप आविर्भूतः । तदाह एतदर्थोऽवतारोऽयमिति । वैषम्यलक्षणो हि दोषो लौकिकः । स यत्र दोषत्वं न भजते, स दोषो न भवति । अक्लिष्टकर्मत्वं तु पूर्वमेव परित्यज्य सामगतमिति अङ्गीकृता ग्लानिर्न दोषायेति न्यायेन न दूषणं भवति । स्वतश्चोद्यय न हन्यते, निष्कपटेन युद्धार्थमागतं निष्कपटेन युद्धेन हन्तव्यमिति मे अवतारः । मे च भूः । धर्म्यो वधो दोषाय न भवतीति धर्मार्थमप्येतद्वधं करिष्यामीत्याह संरक्षणाय साधूनामिति । कृतत्वान्न करणम् । प्रकारान्तरेण साधुरक्षा कर्तव्येत्याशङ्क्याह अन्येषामपि वधायेति । चाकराद्भक्तिस्थापनार्थम् । ततः कार्यचतुष्टयार्थमवतार इत्युक्तं भवति । भूभारहरणार्थं साधुरक्षार्थं

दुष्टनिराकरणार्थं भक्तिप्रवर्तनार्थं चेति । समप्रधानं चतुष्टयम्, नत्वेकमन्यार्थम् । भूभारनिराकरणं राजसम्, रक्षा सात्विकी, निग्रहः तामसः, भक्तिर्निर्गुणेति । न हि दुष्टहनने भूभारो गच्छति, पुनरुत्पत्तिसंभवात् । हननार्थमेव प्रयत्ने तु भगवतस्तात्पर्याद्धता एव भवन्ति, न पुनरुत्पद्यन्ते, मुक्ताश्च भवन्ति । एवमेव सद्रक्षायामपि । असत्संसर्गात् सतामप्यसत्तापत्तौ सर्ववधे अनिष्टमेव स्यात् । अतस्तेषां बुद्ध्यादिबाधकमेव दूरीकर्तव्यमिति सद्रक्षापि स्वतंत्रैव । भक्तेरननुप्रवेशः स्पष्ट एव । तदाह अन्येषां वधाय चेति ॥९॥

साम्प्रतवेशस्य प्रयोजनचतुष्टयमुक्त्वा पक्षपातलक्षणो धर्मः पूर्वमपि मयि वर्तत इति सृष्ट्यादावेव तथाङ्गीकारात् न दोषायेति वक्तुं पूर्वमपि धर्मरक्षार्थं मयावताराः क्रियन्त इत्याह अन्योऽपि धर्मरक्षाया इति । एतद्व्यतिरिक्तानामवतारणां धर्मरक्षा अधर्मनिवृत्तिश्च फलम् । एतदेवाभिप्रेत्याह यदा यदा हि धर्मस्येति । नत्वयमवतारो धर्मरक्षार्थः केवलः । अपिशब्दात्सोपि संगृह्यते । ततश्च षट् प्रयोजनानि भविष्यन्ति । अधर्मनिराकरणं धर्मरक्षा चेति । अत्रापि पूर्ववदुभयं प्रधानम् । अत एव संस्थापनाय धर्मस्येत्यपि वाक्यमविरुद्धम् । अत एव बुद्धावतारे केवलं धर्मरक्षैव प्रयोजनम्, कल्क्यवतारे अधर्मनिवृत्तिरेव, परशुरामावतारे दुष्टनिग्रह एव, बलभद्रे भूभारहरणमेव, पृथ्ववतारे सत्यरिपालनमेव । एवं सर्वत्र यथायथमूह्यम् । सर्वाणि तु भगवत्येव । भक्तिश्च स्वतंत्र्या अधिका । नन्वेतत्सर्वं कालकर्मादिभिरेव स्वतंत्रतया आज्ञया वा सिध्यतु, किं विशेषशावतारेणेत्याशङ्कायामाह काले प्रभवत इति । धर्माधर्मौ क्वचिदेव काले प्रभवतः । अतो यदा अनपेक्षितः, तदा अवतीर्य निराकरणं स्थापनं वा कर्तव्यम्, कालस्तु जनक एवेति न तेन तन्निराकरणम्, नियतस्योभयशक्तित्वाभावात् । तस्मादवश्यं वैषम्यं अक्लिष्टकर्मत्वं च भक्तानुरोधेन कर्तव्यमिति ॥१०॥

भगवद्ध्यानमात्रेण भूमिष्ठानां पदार्थानां दैत्यांशवासितत्वात् तेषां सज्जीकरणे विलम्बात् बैकुण्ठादेव साध्ये स्मृते स्वयमेव साधनमागतमित्याह एवं ध्यायतीति ।

<u>શ્લોકાર્થ - ૭-૮ :</u> ભૂમિ ઉપર સારી રીતે ભારરૂપ થએલું, સૈનિક અશ્વ રથ અને હાથી વડે અક્ષૌહિણીઓની સંખ્યાવાળું, વશ થએલા સર્વ રાજાઓનું

મગધે આણેલું આ સૈન્ય હું જરૂર હણીશ. પરંતુ મગધને હણવો જોઈએ નહિ. તે ફરીથી સૈન્ય લાવવા માટે ઉદ્યમ કરશે. (૭-૮)

સુબોધિનીજી, ભાવાર્થ : સૈન્યને હું હણીશ એવી ભગવાન પ્રતિજ્ઞા કરે છે. આ વિષય યોગ્ય જ છે કારણ કે લોકમાં જે જેના ઉપર ચઢાઇ કરે છે. તે તેને હણે છે. તેથી આમાં કાંઇ અયોગ્યતા નથી. 'એતદ્' આ શબ્દથી સૈન્યને દેખાડયું હોવાથી સૈન્યે કરેલો અતિક્રમ પણ સૂચવેલો છે. જરાસંધ સૈન્ય સાથે આવેલો હોવાથી સૈન્યથી જ તેને હરાવવો જોઇએ. પરંતુ અન્યરીતે તેને હરાવવો યોગ્ય નથી. પહેલાં કંસ વિગેરે જેઓ કપટથી આવેલા તેથી તેમને કપટથી જ હણવા યોગ્ય હતા. જેઓ મને જેવી રીતે ભજે છે. (ભગવદગીતા ૪-૧૧) એ ભગવાનના વ્રતરૂપ ધર્મનું પાલન થાય છે. આથી હણવામાં પ્રક્ષપાત કરવાની બુદ્ધિ પણ દૂર થાય છે. આ બધું ધ્યાનમાં રાખી ભગવાને હિ શબ્દ જરૂર શબ્દ કહેલો છે.

વળી સર્વ ભૂમીનો ભાર હણવામાં વિજ્ઞપ્તિ કરેલી હોવાથી ભગવાન બીજા કાર્ય માટે ભૂતળ ઉપર પધારતા તેઓની ઉપર કૃપાને લીધે આ ભૂમીનો ભાર હરવા માટે પધારેલા છે. તેથી તેસિદ્ધ કરવા માટે હું સૈન્યને હણીશ એમ ભૂમી ઉપર ભારરૂપ થએલું શબ્દથી કહેલું છે.

જરાસંધનું સૈન્ય ભારરૂપ જ છે. તેથી જ તેને પાતાળમાં રાખેલું, કાલ તેને ભૂતલ ઉપર લઇ આવ્યો. તેથી કાલ કર્મ વગેરેથી તેનો નાશ થઇ શકે તેવું નથી.

રાજાનું સૈન્ય ધર્મના નિમિત્ત હોય છે. તેથી તેનો વધ કરવાથી પ્રાણીઓનો વધ થાય અને અધર્મ થાય એવી શંકા થાય તેથી મગધે એટલે અધમ દેશમાં ઉત્પન્ન થએલાએ આણેલું શબ્દ યોજેલ છે.

એટલા બધા સૈન્યનો સ્વામી મોટો પુરૂષ હોવો જોઇએ એવી શંકા થાય તેથી કહે છે વશ થએલા સર્વ રાજાઓનું વિશેષણ કહ્યું છે. કારણ કે તેને વશ થએલા દુષ્ટ જ હતા. તેથી તેનું સૈન્ય દુષ્ટ અને ભારરૂપ હોવાથી સ્વીકારવા યોગ્ય ન હતું. તે જીતી શકાય તેવું ન હતું એમ જણાવવા અક્ષૌહિણીઓની

સંખ્યાવાળું શબ્દો યોજેલ છે. સમુહથી યુદ્ધ કરવામાં આવે તો વિનાશ. કારણ કે એક જાતના ઘણા હોવા છતાં હાથી વિગેરે બીજી જાતનો એક તેને હણે છે. આરંભમાં પાંચ સૈનિકો યુદ્ધ કરે છે. તેઓનો પરાજય થાય ત્યારે એક રથી (રથમાં બેઠેલો) યુદ્ધ કરે છે. તે પ્રમાણે ક્રમથી પ્રવેશી એક પત્તિ પણ જીતી શકાય તેવી હોતી નથી. આ સૈન્ય તેવું હતું એમ કહે છે. સૈનિક, રથ, અશ્વ અને હાથીઓ વડે પત્તિરૂપ અંગો ત્રણગણા થતા જાય તે નિયમ પ્રમાણે ક્રમે ક્રમે વધતાં અક્ષૌહિણી સંખ્યા પ્રાપ્ત કરેલી. તેથી બીજી સેનાઓથી આ સૈન્ય હણવું શક્ય બની શકે તેમ નહિ હોવાથી મારે જ સૈન્યને હણવું જોઈએ.

શાસ્ત્રનું ફલ તેને યોજનારને પ્રાપ્ત થાય છે એ ન્યાય પ્રમાણે મગધને જ કેમ ન હણવો? એવી શંકા થાય. તેથી આઠમા શ્લોકનો ઉત્તરાર્ધ કહેલો છે. 'તુ' પરંતુ શબ્દથી સૈનિકો ભારરૂપ હોવાથી તેને ન હણવાની વાતનું ખંડન કરે છે. જો કે મગધ પણ ભારરૂપ જ છે. છતાં પણ મડદાને બાળનારાં લાકડાને બાળનાર લાંબા વાંસની પેટે છેવટ સુધી તેનું રક્ષણ કરવું જોઈએ. તેથી મગધને હણવો જોઈએ નહિ. ફરીથી સૈન્ય લાવવા ઉદ્યમ કરશે આ શબ્દોથી એજ અર્થ કહેલો છે. જો તેમ ઉદ્યમ નહિ થાય તો ભારરૂપ સૈન્ય છુપાવીને રહેશે. કારણ કે આ મગધ દુષ્ટ છે. તેથી મરતા સુધી સૈન્ય લાવવા પ્રયત્ન કરશે. (૭-૮)

સર્વના આત્મારૂપ ભગવાન બધાનો વધ કરવા કેમ પ્રયત્ન કરે ? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

*શ્લોકાર્થ-૯ : ભૂમીનો ભાર હણવા માટે, સત્પુરૂષોના રક્ષણ માટે અને દુષ્ટોનો વધ માટે. આ પ્રયોજન માટે મારો અવતાર થયેલો છે. (૯)*

સુબોધિનીજી, ભાવાર્થ : દૈત્યો મલ જેવા વ્યાધિ જેવા છે. તેથી તેઓનો નાશ કરવાથી ભગવાનના સર્વાત્મપણાની હાનિ થતી નથી કારણ કે સૂજી ગયેલો પોતાનો અવયવ પણ કાપી નાખવામાં આવે છે. તેથી જ ભગવાનને પોતે પુરૂષરૂપ થઈ, દોષરૂપ દૈત્યોને હણવા પોતે જ ઔષધરૂપવાળા પ્રગટ થયા. આ પ્રયોજન માટે આ અવતાર છે. શબ્દોથી તે કહેલ છે. પક્ષપાતરૂપ દોષ લૌકિક છે. તે જે પ્રસંગે દોષરૂપ થતો નથી ત્યાં તે દોષ નથી. ક્લેશ

વિના કર્મ કરવાપણાનો તે પહેલેથી જ ત્યાગ કરીને ભગવાન ભૂતલ ઉપર પધારેલા હોવાથી સ્વીકારેલી ખામી દોષરૂપ નથી. એ નિયમ પ્રમાણે તે કલેશ વિના કર્મ નહિ કરવાપણાનો ત્યાગ દોષ થતો નથી. તેથી ભગવાન પોતે ઉદ્યમ કરીને તેને હણતા નથી. કપટ વગરનું યુદ્ધ કરવા આવેલાને કપટ વિના યુદ્ધથી હણવો એ પ્રયોજન માટે મારો અવતાર છે. આથી દોષ થતો નથી. તેથી ધર્મ માટે પણ હું સૈન્યનો વધ કરીશ. એમ સત્પુરૂષના રક્ષણ માટે શબ્દોથી કહે છે.

ધર્મ તો આપે આચરેલ હોવાથી બીજા પ્રકારે સત્પુરૂષોનું રક્ષણ કરવું જોઈએ એવી શંકા થાય તેથી બીજાઓના વધ માટે શબ્દો યોજેલ છે. 'ચ' અને શબ્દથી ભક્તિની સ્થાપના કરવા માટે મારો અવતાર કરેલો છે. ભગવાનનો અવતાર ચાર કાર્યો માટે છે.

(૧) ભૂમીનો ભાર હણવા (૨) સત્પુરૂષોનું રક્ષણ કરવા (૩) દુષ્ટોનો નાશ કરવા (૪) ભક્તિની સ્થાપના કરવા. પરંતુ તેમાંનુ એક બીજાના પ્રયોજન માટે નથી. ભૂમીનો ભાર હણવો એ રાજસ્ છે. સતપુરૂષોનું રક્ષણ એ સાત્ત્વિક છે, દુષ્ટોનો નાશ તામસ્ છે અને ભક્તિ નિર્ગુણ છે. કારણ કે દુષ્ટોની નાશ કરવાથી ભૂમીનો ભાર હરાતો નથી કારણ કે દુષ્ટો ફરીથી ઉત્પત્તિ થવાનું સંભવે છે. ભગવાન તેઓના નાશ માટે પ્રયત્ન કરતા હોય તો તેઓનો નાશ જ થાય. ફરીથી ઉત્પન્ન ન જ થાય અને તેઓનો મોક્ષ જ થાય.

એવી રીતે સત્પુરૂષના રક્ષણ માટે પણ જાણવું. તેઓ પણ દુષ્ટના સંગથી દુષ્ટ થતાં બધાનો વધ કરવામાં અનિષ્ટ જ થાય. તેથી તેમની બુદ્ધિ વિગેરે હણવાનો જ યત્ન કરવો જોઈએ. તેથી અવતાર લેવાનું પ્રયોજન સત્પુરૂષોનું રક્ષણ સ્વતંત્ર પ્રયોજન છે. બીજા પ્રયોજનોમાં ભક્તિનો પ્રવેશ થતો નથી એ સ્પષ્ટ જ છે. (૯)

હમણાં મનુષ્યના દેહમાં રહેલાં ચાર પ્રયોજન કહી. પક્ષપાતરૂપ ગુણ મારામાં પહેલાંથી જ હતો તેથી મને દોષ થતો નથી એમ કહેવા ધર્મનું રક્ષણ કરવા પહેલાં મેં અવતારો ધારણ કરેલા છે એ નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ -૧૦ : ધર્મના રક્ષણ માટે અને અધર્મના નાશ માટે, મેં બીજો દેહ ધારણ કરેલ. તેઓ કાલમાં કોઈવાર બલવાન થાય છે. (૧૦)

સુબોધિનીજી, ભાવાર્થ : શ્રીકૃષ્ણ સિવાયના અવતારોનું ફલ ધર્મનું રક્ષણ અને અધર્મનો નાશ છે. આ જ લક્ષ્યમાં રાખી જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ (શ્રીમધભગવદગીતા શ્લોક-૪૭) એમ ભગવાને કહેલું છે. પરંતુ શ્રીકૃષ્ણનો અવતાર માત્ર ધર્મનું રક્ષણ કરવા માટેનો નથી. 'ચ' પણ શબ્દથી તેમાં ધર્મના રક્ષણનો પણ સમાવેશ થાય છે.

અધર્મનો નાશ અને ધર્મનું રક્ષણ એ સાથે પૂર્વે કહેલા ચાર લેતા શ્રીકૃષ્ણના અવતારમાં છ પ્રયોજનો થાય છે. ધર્મનું સ્થાપન કરવાને એ વાક્યનો પણ વિરોધ નથી.

બુદ્ધિ અવતારમાં માત્ર ધર્મનું રક્ષણ જ પ્રયોજન છે. કલ્કિ અવતારમાં માત્ર અધર્મનો નાશ પ્રયોજન છે. પરશુરામ અવતારમાં દુષ્ટોનો નાશ પ્રયોજન છે. બલભદ્ર અવતારમાં ભૂમીનો ભાર હરવાનું પ્રયોજન છે. પૃથુ અવતારમાં યોગ્ય લાગે તેવું અનુમાન કરવું. માત્ર શ્રીકૃષ્ણના અવતારમાંજ બધા પ્રયોજનો આવે છે અને વધારામાં ભક્તિનું સ્વતંત્ર પ્રયોજન છે.

આ સર્વ પ્રયોજન કાલ, કર્મ, વિગેરેથી સ્વતંત્ર રીતે અથવા ભગવાનની આજ્ઞાથી ભલે સિદ્ધ થાય તો ખાસ અવતારથી શું વિશેષ લાભ? એવી શંકા થાય તેથી કાલમાં બલવાન થાય છે. એ શબ્દો યોજેલા છે. ધર્મ અને અધર્મ કોઈવાર જ કાલમાં બળવાન થાય છે. તેથી કાલ જો અધર્મનો નાશ કરવા બેદરકાર રહે ત્યારે ભગવાને અવતાર ધારણ કરી અધર્મનો નાશ અને ધર્મનું રક્ષણ કરવું જોઈએ. કાલ તો અધર્મને ઉત્પન્ન કરનાર જ હોવાથી તેનો નાશ થતો નથી. કારણ કે તેનામાં બંને શક્તિ ઉત્પન્ન કરવું અને નાશ કરવું એ હોતું નથી. તેથી ભકતોના સુખ ખાતર પક્ષપાત અને કલેશવાળુ કર્મ અવશ્ય કરવું જોઈએ. (૧૦)

ભૂમી ઉપરના પદાર્થોમાં દૈત્યોનો વાસ હોવાથી તેમને તૈયાર કરવામાં વિલંબ થાય તેમ હોવાથી, ભગવાનના એવા વિચારથી સાધ્યનું સ્મરણ થતાં

સાધન પોતાની મેળે જ વૈકુંઠમાંથી આવ્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**एवं ध्यायति गोविन्द अकाशात्सूर्यवर्चसौ ।**
**रथावुपस्थितौ सद्यः ससूतौ सपरिच्छदौ ॥११॥**

सर्वे हि देवाः अधिकारन्यायेनापि भगवद्वशा इति ज्ञापयितुं गोविन्द इति । आकाशात्सर्वेषामलौकिकत्वज्ञापनाय । दृष्ट एवालौकिकज्ञानं भवतीति दर्शनार्थं सूर्यसङ्काशत्वमाह सूर्यवर्चसाविति । न हि सूर्यं कदाचिदुदितं न पश्यति । अनेन अक्लिष्टकर्मताप्युक्ता । स्वानां भयं च निवारितम् । अलौकिकरथागमनं दृष्ट्वापि यदि युद्धार्थं यतन्ते, तदा मृत्युं निश्चित्यैव यतन्त इति न भगवद्दोषः कश्चन । यथा धनुर्भङ्गादिसामर्थ्यप्रदर्शनम्, तथैतदपि । सर्व एवोपस्थिताविति सिद्धावेव समागतौ, नतु लक्ष्मीवत् रुक्मिण्यादिभावेनोत्पत्तिरपेक्ष्यते । यद्यप्यलौकिकरथस्य न सूताद्यपेक्षा, तथापि तदभावे शोभार्थं वा सूतः कर्तव्य इति प्राकृते स्थापिते तदनुरोधाननुराधाभ्यां कार्याभावः । अतः ससूतौ । युद्धादिसामग्री कवचादिर्ध्वजादिश्च परिच्छदशब्देनोच्यते ॥११॥

सायुध एव रथमोरोहतीति पृथगायुधानामागमनमाह आयुधानि चेति ।

*<u>શ્લોકાર્થ - ૧૧ :</u> એ પ્રમાણે ગોવિંદ વિચારતા હતા ત્યારે સારથિઓ સાથે અને યુદ્ધ સામગ્રી સાથે આકાશમાંથી સૂર્યના જેવા તેજવાળા બે રથો તરત જ તેમની પાસે આવ્યા. (૧૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> બધા દેવો અધિકારના ન્યાયથી પણ ભગવાનને વશ છે. એ જણાવવા ગોવિંદ નામ યોજેલું છે. બે રથો અને બે સારથિઓ બધા અલૌકિક હતા. એમ જણાવવા માટે આકાશમાંથી આવ્યા શબ્દો યોજેલ છે. તે જોવામાં આવતા જ અલૌકિક છે એવું જ્ઞાન થાય છે. તેથી સૂર્યના જેવા તેજવાળા એવું એનું વિશેષણ કહેલ છે. સૂર્યના જેવા કહેલાં છે. કારણ કે ઉદય પામેલા સૂર્યને કોઈ સમયે કોઈ ન દેખે એમ ન બને, આ શબ્દથી

ભગવાનને ક્લેશ વિના કર્મ કરનારા પણ કહેલા છે. ભક્તોનો ભય પણ દૂર કરે છે. અલૌકિક રીતે રથને આવેલો જોઇને જરાસંઘના યોદ્ધાઓ યુદ્ધ માટે પ્રયાસ કરે તો મૃત્યુ નિશ્ચિત છે. તેથી તેમને હણવામાં ભગવાનને કોઇપણ પ્રકારનો દોષ નથી.

જેમ ભગવાને ધનુષ્યનો ભંગ કરવાનું સામર્થ્ય દર્શાવ્યું તેમ આ પણ સામર્થ્ય દર્શાવ્યું.

તરત જ આવ્યા એટલે તૈયાર કરેલા જ આવ્યા. પરંતુ રુક્મિણી વિગેરે જન્મ લઈ ઉત્પન્ન થવાથી લક્ષ્મીને પણ જરૂર હતી. તેવી રીતે તેમને ન હતી છતાં પણ તે સારથિ ન હોવાથી લૌકિક સારથિ મૂકવામાં આવે તો તેની ખુશી નાખુશીને લીધે કાર્ય થાય નહિ તેથી સારથિ સાથે રથો આવ્યા. યુદ્ધ સામગ્રી શબ્દથી કવચ અને ધજા વિગેરે યુદ્ધની સામગ્રી કહેલી છે. (૧૧)

આ યુધ્ધો સહિત જ રથમાં રથિ બેસે છે તેથી આયુધ્ધ આવ્યાં એમ જુદુ નીચેના શ્લોકથી કહે છે.

**आयुधानि च दिव्यानि पुराणानि यदृच्छया ।**
**दृष्ट्वा तानि हृषीकेशः सङ्कर्षणमथाब्रवीत् ॥१२॥**

धनुःखड्गादीनि दिव्यानि शार्ङ्गप्रभृतीनि । भिन्नान्याकृतिमन्ति निषेधति पुराणानीति । केनचिन्नानीय दत्तानि, किन्तु यदृच्छया स्वयमेवागतानि । एवं सामग्रीं दृष्ट्वा कार्यषट्के भूभारहरणस्योपस्थितत्वात् तदर्थमेव बलभद्रस्यागतत्वात् बलभद्रं प्रत्याह दृष्ट्वा तानीति । यद्युक्तं न करिष्यति, तथाप्यवतारान्यथानुपपत्त्या तथैव प्रेरयिष्यामीत्यभिप्राय इत्याह हृषीकेश इति । सर्वेन्द्रियप्रेरकस्तथैव प्रेरयिष्यतीति । सङ्कर्षणः सम्यक् भारमाकृष्य दूरीकर्तुं समर्थः ॥१२॥

अथ विचारव्यतिरेकेण निर्धारितमेवाह पश्यार्येति ।

*<u>શ્લોકાર્થ-૧૨ :</u> પુરાતન દિવ્ય આયુધો પોતાની મેળે આવ્યાં પછી તેઓનો જોઈને કૃષ્ણે બળદેવને નીચે પ્રમાણે કહ્યું. (૧૨)*

સુબોધિનીજી, ભાવાર્થ : શાંર્ગ વિગેરે ધનુષ્ય અને ખડ્ગ દિવ્ય આયુધો આવ્યા. પોતાના આયુધોથી જુદા આકારવાળા આવ્યા ન હતા. કોઈએ લાવીને આપ્યા ન હતા. પરંતુ પોતાની મેળે જ આવ્યાં હતાં. એ પ્રમાણે સામગ્રી જોઈને છ પ્રયોજન પૈકી ભૂમીનો ભાર હણવાનું પ્રયોજન હોવાથી તે માટે બલદેવનો અવતાર થએલો હોવાથી ભગવાને બલદેવને કહ્યું હૃષિકેશ શબ્દથી જો બલરામ મારૂં કહેલું કરશે નહિ તો આ અવતાર નકામો ન થાય તે માટે હું તેને પ્રેરણા કરીશ સંકર્ષણ એટલે ભૂમીના ભારને સારી રીતે ખેંચીને હરી લેવા સમર્થ. (૧૨)

પછી વિચાર કર્યા સિવાય જ ભગવાને જે નિર્ણય કરેલો તે નીચેના શ્લોકથી કહે છે.

**पश्यार्य व्यसनं प्राप्तं यदूनां त्वावतां प्रभो ।**
**एष ते रथ आयातो दयितान्यायुधानि च ॥१३॥**

एकान्ते स्थितावुभौ । अतो यथा लोके परिज्ञानं न भवति, तथा शनैर्वचनानि त्रिभिः । आर्येति सम्बोधनं कृतानुकरणत्वा-भावाद्भक्तव्यत्वज्ञापकम् । त्वत्त एव अवनं येषां ते त्वान्तः । अतो रक्ष्याणां व्यसनं प्राप्तमिति तन्निराकरणमवश्यं कर्तव्यम् । रक्षाप्यवश्यं कर्तव्येत्याह यदूनामिति । अप्रतीकार्यं दुःखं व्यसनमित्युच्यते । यदपि पूर्वमेव विचारः कर्तव्यः, तन्न कृतमित्यनौचित्यमपि ज्ञापयन्नाह प्राप्तमिति । सामर्थ्यं तु वर्तत इत्याह प्रभो इति । भवदीय एवायं रथ इति साधने सन्देहाभावः । प्रियाणि च मुसलादीनि आयुधानि । चकारादपेक्षितं सर्वम् ॥१३॥

भूभारहरणं तस्यैव मुख्यमिति तमेव बोधयति यानमास्थायेति ।

*શ્લોકાર્થ-૧૩ : હે આર્ય ! હે સમર્થ! આપ જેઓનું રક્ષણ કરો છો તે યદુઓને આવી પડેલું સંકટ જુઓ. આ આપનો રથ અને વહાલાં આયુધો આવ્યાં છે. (૧૩)*

સુબોધિનીજી, ભાવાર્થ : શ્રીકૃષ્ણ અને બલભદ્ર બંને એકાંતમાં ઉભા

હતાં. તેથી લોકમાં જાણવામાં ન આવે તે પ્રમાણે શ્રીકૃષ્ણના ધીરેથી કહેલાં વચનો ત્રણ શ્લોકથી કહે છે.

હે આર્ય ! એ સંબોધન કહેલું છે. त्वत: આપથી જ अवनं રક્ષણ છે. જેમનું તે આપ રક્ષણ કરો છો તેથી જેમનું રક્ષણ કરવાનું છે. તેમને મુશ્કેલી આવેલી હોવાથી તે અવશ્ય દૂર જોઈએ. રક્ષણ પણ અવશ્ય કરવું જ જોઈએ. એમ યદુઓને શબ્દથી કહેલું છે જેનો ઉપાય થઈ શકે નહિ તેવું દુ:ખ ભારે સંકટ કહેવાય છે. જો કે સંકટ આવતાં પહેલાં જ ઉપાય કરવો જોઈતો હતો. તે કરેલ નથી એવી અયોગ્યતા પણ આવી પડેલી શબ્દથી જણાવે છે. સંકટ દૂર કરવાનું સામર્થ્ય તો આપનામાં છે જ. એમ "હે પ્રભો" ! એ સંબોધનથી કહે છે. આ આપનો રથ છે. તેથી દુ:ખ દૂર કરવાનું સાધન હોવાથી સંદેહ નથી.મુસલ વિગેરે પ્રિય આયુધો પણ છે. 'ચ' અને શબ્દથી જરૂર હોય તેવું સર્વ સાધન છે. (૧૩)

ભૂમીનો ભાર હણવો એબલભદ્રનું મુખ્ય પ્રયોજન હોવાથી નીચેના શ્લોકથી તેમને જ બોધ કરે છે.

**एतदर्थं हि नौ जन्म साधूनामीश शर्मकृत् ॥१४॥**
**त्रयोविंशत्यनीकाख्यं भूमेर्भारमपाकुरु ।**

रथमास्थाय एतद्बलं जहि, रथारोहणे सर्वा शक्तिः प्रादुर्भष्यितीति । विलम्बाभावायाह व्यसनात् स्वान् समुद्धरेति । आवश्यकत्वं स्पष्टम् । कार्यस्याप्यावश्यकतामाह एतदर्थं हि नौ जन्मेति । आवयोर्जन्म एतदर्थम् । युक्तश्चायमर्थ : । भूम्या प्रार्थितमिति, अन्यथा जन्मैव न स्यात् । सर्वत्रानुस्यूतं प्रयोजनमाह साधूनां शर्मकृदिति । साधूनं सुखमस्माद्भवतीति सर्वैरेव प्रकारैः ते सुखिनो भवन्तीति महतः आविर्भूतस्यैतदेव कृत्यम् । ईशेति सामर्थ्यम् । अन्यथोपेक्षादोषो भविष्यतीति भावः । परिमितमेवेति प्रयासाभावायाह त्रयोविंशत्यनीकाख्यमिति । अनीकशब्देनाक्षौहिणी । अल्पसङ्ख्याशब्दनिर्देशः अनायासेन निराकर्तव्यमेवेत्याह भूमेर्भारमिति ॥१४॥

प्रकटतया कथने राजा निर्गच्छेत्, स्नेहाद्वसुदेवादयः प्रतिवन्धं कुर्युः, अत

एकान्ते तथा सम्मन्त्रय युद्धार्थं प्रवृत्तावित्याह एवं सम्मन्त्र्येति ।

<u>શ્લોકાર્થ - ૧૪ :</u> *રથમાં બેસી આને હણો. પોતાના સંબોધિઓને સંકટથી મુક્ત કરો. હે સમર્થ ! સાધુઓને સુખ આપનાર આપનો જન્મ આ માટે છે. ત્રેવીસ અક્ષૌહિણી સેનારૂપ ભૂમીના ભારને હરો. (૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રથમાં બેસી સૈન્યોને હણો. કારણ કે રથમાં બેસસો એટલે બધી શક્તિનો પ્રાદુર્ભાવ થશે. વિલંબ ન કરવા માટે પોતાના સંબંધિઓને ભયમાંથી મુક્ત કરો એમ કહે છે. આપણા બેનો જન્મ આ માટે જ છે. આ વાત યોગ્ય જ છે. કારણ કે ભૂમીએ પ્રાર્થના કરેલી તેમ ન હોત તો જન્મ જ ન થાત. સાધુઓને સુખ કરનાર આ વિશેષણથી અવતારનું પ્રયોજન કહેલું છે. આર્વિભાવ પામેલા મોટા પુરૂષનું આ જ કાર્ય છે કે એનાથી સાધુઓનું સુખ થાય છે. હે સમર્થ ! એ સંબોધનથી સામર્થ્ય જણાવેલું છે. જો સૈન્યને હણવાનું નહિ કરો તો આપે એની ઉપેક્ષા કરી એવો દોષ થશે. તેને હણવામાં શ્રમ થશે નહિ. ત્રેવિશ અક્ષૌહિણી સૈન્યને શબ્દથી કહેલું છે એ શ્રમ વગર તે હણાશે એ માટે અનિક એટલે સૈન્ય ઓછી સંખ્યાવાળા એમ બતાવે છે. વાસ્તવિક રીતે તેનું સૈન્ય નમાલું છે. છતાં તેને હણવું જોઈએ એમ ભૂમીના ભારને એ શબ્દથી કહેલું છે. (૧૪)

ભગવાન બલભદ્રને ઉપર પ્રમાણે પ્રગટ રીતે કહે તો રાજા યુદ્ધ કરવા બહાર નીકળે; અને વસુદેવ સ્નેહને લીધે તેમને અટકાવે તેથી એકાંતમાં મંત્રણા કરી. હવે નીચેના શ્લોકથી કહે છે.

**एवं सम्मन्त्र्य दाशार्हौ दंशितौ रथिनौ पुरात् ॥ १५॥**
**निर्जग्मतुः स्वायुधाढयौ बलेनाऽल्पीयसावृतौ ।**
**शङ्खं दध्मौ विनिर्गत्य हरिर्दारुकसारथिः ॥१६॥**
**ततोऽभूत्परसैन्यानां हृदि वित्रासवेपथुः ।**

यतो दाशार्हौ सेवकप्रियौ । दंशितौ पूर्वं बद्धकवचौ । ततो रथिनौ । ततः पुरान्निर्जग्मतुः । ततः सुष्ठु आयुधाढयौ आयुधं गृहीत्वा युद्धार्थं प्रवृत्तौ । तावता

पूर्वं राजाज्ञाभावात् विचाराभावाच्च न सर्वं बलमेकीभूतम्, अतोल्पेनैव बलेनावृतौ जातौ । तत्राप्यङ्गवैकल्यं प्रत्ययार्थः आदौ पाञ्चजन्यं वादितवानित्याह, सैनिकानामुद्योगोत्साहनिवृत्त्यर्थम् ।'यस्य ध्वनिर्दानवदर्पहन्ता' इति ।अन्तः प्रवेशाभावाय बहिर्निर्गम्य शङ्खं दध्मौ । यतो हरिः । अन्यथा पुरस्थानां शङ्का स्यात् । दारुकः सारथिर्यस्येति । सङ्कर्षणांश एवात्र विशेषाकारेण प्रवृत्त इति ज्ञापयितुम् । तृतीयप्रकरणे तस्याप्युपयोगः सूचनीयः, यथा द्वितीये अनिरूद्धे सान्त्वनम् । अग्रे आयुधान्तराणामपि कार्यं भविष्यतीति ज्ञापयितुं कृतस्य नादस्य फलमाह ततोऽभूदिति । शत्रुभूतानां सैन्यानां भाविमरणमदूरे प्रतिभातमिति हृदि विशेषेण त्रासो भयं जातम् । तेन कम्पश्च । शरीरेष्वर्थात् ।

एवं ज्ञात्वा चतुरो जरासन्धः भगवन्तं युद्धान्निवर्तयितुं किञ्चिदुक्तवानित्याह तावाहेति ।

<u>શ્લોકાર્થ -૧૫ :</u> એ પ્રમાણે મંત્રણા કરી જેમને સેવકો પ્રિય છે એવા શ્રીકૃષ્ણ અને બલભદ્રે કવચ બાંધ્યાં, રથમાં બિરાજ્યાં, શહેરમાંથી બહાર નીકળ્યા, પોતાના આયુધો ધારણ કર્યા અને થોડા સૈન્યને સાથે લીધુ.(૧૫)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> કારણ કે તેઓ 'दाशार्हौ' જેમને સેવકો પ્રિય છે તેવા છે. પહેલાં તેઓ કવચ બાંધેલા થયા. પછી રથમાં બિરાજ્યા પછી શહેરની બહાર નીકળ્યા. પછી સારી રીતે આયુધો ધારણ કરીને યુદ્ધ કરવા પ્રવૃત્ત થયા. સૈન્ય ભેગુ થયું ન હતું તેથી થોડા સૈન્યથી વીંટળાએલા તેઓ થયા. થોડા સૈન્યમાં પણ અંગની ખામી હતી એવો 'आवृतो' શબ્દમાં 'आ' પ્રત્યયનો અર્થ છે. (૧૫)

જેનો ધ્વનિ દાનવોના અહંકારને હણનારો છે એ વાકય મુજબ શત્રુના સૈનિકોનો ઉત્સાહ અને ઉદ્યમનો નાશ થાય તે માટે આરંભમાં ભગવાને પંચજન્ય વગાડયો. તે હવે કહે છે.

*<u>શ્લોકાર્થ-૧૬ :</u> દારૂક જેમનો સારથિ હતો તેવા હરિએ બહાર નીકળીને શંખ વગાડયો. તેથી શત્રુના સૈનિકોના હૃદયમાં ભય કંપ થયો. (૧૬)*

सुબોધિનીજી, ભાવાર્થ : શત્રુઓ શહેરમાં પ્રવેશ કરે નહિ તે માટે ભગવાને શહેરની બહાર નીકળીને શંખ વગાડયો કારણ કે હરિ દુઃખ હરનાર છે. તેમ ન કરે તો શહેરમાં રહેલાઓને ભય થાય. દારૂક જેમનો સારથિ હતો એ વિશેષણથી આ પ્રસંગે સંકર્ષણ અંશે જ પ્રવૃત્તિ કરેલ છે. તે જણાવે છે બીજા પ્રકરણમાં ભવિષ્યમાં બીજા આયુધોનું પણ કામ પડશે એમ જણાવવા આ સાધનનો ઉપયોગ પણ સૂચવવવો જોઈએ. ભગવાને કરેલ શંખનાદનું ફલ શત્રુના સૈન્યમાં ભય અને કંપ છે એમ જણાવ્યુ તેથી હૃદયમાં ભય થયો અને તેથી કંપ થયો એ શબ્દોથી કહેલું છે. તેમને પોતાનું મરણ તુરત થવાનું છે એમ જણાયું તેથી હૃદયમાં ભય થયો અને તેથી કંપ થયો. વાસ્તવિક રીતે શરીરમાં પણ કંપ થયો. (૧૬)

એ પ્રમાણે જાણી જરાસંધે ભગવાનને યુદ્ધ કરતા અટકાવવા કાંઈક કહ્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**तावाह मागधो वीक्ष्य हे कृष्ण पुरुषाधम ॥१७॥**
**न त्वया योद्धुमिच्छामि बालकेन विलज्जया ।**
**गुप्तेन हि त्वयाऽमन्द न योत्स्ये याहि बन्धुहन् ॥१८॥**

ननु सदुत्तरेणैव भगवता सह युद्धमनुचितमिति चेद्वदेत्, तदा भगवान् युद्धं न कुर्यात्, स्वकार्यं च भवेत्, तत्परित्यज्य किमिति विषममुक्तवानित्याशङ्कायामाह मागध इति । देशदोषात्तथा बुद्धिः । तौ वीक्ष्याहेति । तेजः स्वानुभावेन ज्ञात्वेत्येतदर्थम् । आदौ भगवता सह युद्धं न मन्यते, तदाह, हे कृष्णेति । त्रिधा सम्बोधनं करोति, आनन्दचित्सद्रूपैः । कृष्ण आनन्दः, पुरुष श्चिद्रूपः । अधो मातीत्यधमः प्रपञ्चः सद्रूपः । न हि सदानन्दरूपेण पुरूषार्थरूपेणात्मना स्वोपकारिणा कश्चिद्युद्धमभिकाङ्क्षते । अत आह न त्वया योद्धुमिच्छामीति । किञ्च, बालकेनेति । बालानामपि कं सुखं यस्मात् । बाले बाले को वा । न हि ब्रह्माण्डकोटिविग्रहेण कार्यपक्षेपि योद्धुं शक्यते । किञ्च, विलज्जयेति । धार्ष्टयेन यद्यपि युद्धं कर्तुं शक्यते, मरणेन मोक्षो भविष्यतीति, तथापि लोकलज्जयापि न युद्धमुचितम्, लोको हसिष्यति, स्वामिना सह

युध्यतीति । अतो विशिष्टलज्जयापि न योत्स्ये । अन्यत्र स्वशक्तिं स्थापयसि चेत्, तथापि युद्धं न करिष्यामीत्याह गुप्तने हीति। त्वया गुप्तः केन वा हन्तुं शक्यते । पराजयपक्षे त्वत्त एव मरणमुचितम्, न त्वन्यस्मात्, अपकीर्तिरपि भवेदिति । अतो युक्तमेव त्वद्रक्षितेन सहायुद्धम् । किञ्च, अमन्देति । अमो मोक्षः । न विद्यते मा माया यत्रेति । अमं ददातीत्यमन्द इति । न हि मोक्षदात्रा आराध्येन सह कश्चिद्युद्धमभिकाङ्क्षति । अतो याहि मोक्षं दातुम् । नन्वहं यादव एव, न तु मोक्षदातेत्याशङ्क्याह बन्धुहन्निति । यदि यादवः स्यात्, तर्हि बन्धून् कंसादीन् किं हन्यात्? अतो यादवमारकत्वात् अस्मत्स्वाम्येव, नतु यादव इत्यर्थः । यदापाततः प्रतिभात्यन्यथा, तत्प्रकरणविरुद्धत्वात् निन्दापरवचनमुपेक्षणीयमेव । भ्रामकाणि परं वचनाननि ॥१८॥

एवं भगवन्तमयुद्धार्थं प्रार्थयित्वा तेनैव बलभद्रोपि निवृत्तो भविष्यतीति तं युद्धायाह्वयति त्वं त्विति ।

श्लोकार्थ-१७-१८ : તે બેને જોઈને મગધે કહ્યું હે કૃષ્ણ ! હે પુરૂષ ! હે અધમ ! લજ્જાને લીધે આપ બાળક સાથે હું યુદ્ધ કરવા ઈચ્છતો નથી. હે મોક્ષ આપનાર ! આપે રક્ષણ કરેલાની સાથે હું યુદ્ધ કરીશ નહિ. હે બંધુને હણનાર ! આપ દૂર પધારો. (૧૭-૧૮)

સુબોધિનીજી, ભાવાર્થ : ભગવાન સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી એમ જો જરાસંધે સારા ભાવથી કહ્યું હોત તો ભગવાન તેની સાથે યુદ્ધ ન કરત અને પોતાનું કામ થાત. પણ એવું અવળું વચન કેમ કહ્યું ? એવી શંકા થાય તેથી માગધે શબ્દ કહ્યો છે. મગધ દેશના દોષને લીધે તેની આવી બુદ્ધિ થઈ. તે બંનેને જોઈને, એ બંનેને ઓળખીને કહ્યું.

આરંભમાં ભગવાન સાથે યુદ્ધ કરવા ઈચ્છતો નથી. હે કૃષ્ણ ! ભગવાનનું સત્ ચિત્, આનંદ એમ ત્રણ પ્રકારે સંબોધન કરે છે. શ્રીકૃષ્ણ આનંદરૂપે છે, પુરૂષ ચિદ્રૂપ છે. અધઃ નીચે માતિ રહેલ છે. તે અધમ એટલે પ્રપંચ સદ્રુપ છે. કારણ કે સદાનંદ સાથે, પુરૂષાર્થરૂપ સાથે, પોતે યુદ્ધ કરવા ઈચ્છતો નથી.

તેથી આપની સાથે યુદ્ધ કરવા ઈચ્છતો નથી. એમ કહે છે. વળી આપ બાળકો છો. 'बालानां' બાળકોનું कम् સુખ છે જેનાથી એવા. જેનામાં તે બાળક અથવા बाल-बाल જેમના રૂંવાડે રૂંવાડે બ્રહ્મા છે. તે બાળક તેવા કરોડો બ્રહ્માંડો જેમના દેહમાં છે. તેની સાથે યુદ્ધ કરી શકાય નહિ. વળી લજ્જાને લીધે પણ યુધ્ધ કરવું યોગ્ય નથી ભગવાન સાથે યુદ્ધ કરતાં મોક્ષ થશે એવા વિચારથી યુદ્ધ કરવા ઈચ્છતો નથી. કારણ કે જરાસંધે સ્વામી ભગવાન સાથે યુદ્ધ કર્યું છે એમ લોકો હસસે તેથી ખાસ લજ્જાને લીધે હું યુદ્ધ કરીશ નહિ.

જો આપ આપની શક્તિ બીજામાં મૂકશો તો તેની સાથે પણ હું યુદ્ધ કરીશ નહિ એમ આપે રક્ષણ કરેલાની સાથે હું યુદ્ધ કરીશ નહિ. એ શબ્દોથી કહેલ છે આપે રક્ષણ કરેલાને કોણ હણી શકે પરાજય થવાનો હોય તો આપથી જ મારૂં મરણ થાય તે યોગ્ય જ છે. પુજા કરવા યોગ્ય અને મોક્ષ આપનાર સાથે હું યુદ્ધ કરવા ઈચ્છતો નથી. તેથી આપ મોક્ષ આપવા પધારો.

હું શ્રીકૃષ્ણ યાદવ છું. મોક્ષ આપનાર નથી. એવી શંકા થાય તેથી હે બંધુને હણનાર એવું સંબોધન કર્યું છે. જો આપ યાદવ હો તો આપ કંસને બંધુઓને કેમ હણો? તેથી આપ યાદવને હણનારા હોવાથી મારા સ્વામીજ છો પણ યાદવ નથી એવો અર્થ છે.

આપ અવગણના કરવા યોગ્ય જ છો. તે ભગવાનની નીંદા કરનાર વચન પ્રકરણથી વિરૂદ્ધ હોવાથી આ વચનો ભ્રમ કરાવનારાં છે. (૧૮)

એ પ્રમાણે ભગવાનને યુદ્ધ ન કરવા પ્રાર્થના કરી. તેનાથી બલભદ્ર પણ યુદ્ધ કરતાં અટકશે એમ માની નીચેના શ્લોકથી યુદ્ધ કરવા પડકારે છે.

**त्वं तु राम यदि श्रद्धा युध्यस्व धैर्यमुद्वह ।**
**हित्वा वा मच्छरैश्छिन्नं देहं स्वर्याहि मां जहि ॥१९॥**

तुशब्दः पूर्वप्राप्तार्थव्यावृत्त्यर्थः । अन्यथावयोर्बन्धुमारणं च तुल्यमिति कथं रामं गृह्णीयात् । तेन यादवा एव तस्य मारणीया इति सत्त्वव्यवहितानां सुतरामावेशिनां देहोस्तीति यादवत्वं सिद्धमिति वसुदेववैरं तत्पुत्रे पातनीयमिति वसुदेवे युद्धप्रतिप्रसवः । तत्रापि यदि श्रद्धेत्याह । अयं हि वसुदेवानुकल्पत्वेन द्विष्टो

भवति । तथा सति यदि पितरि श्रद्धा, क्षत्रियत्वेन युद्धे वा, तदा युध्यस्व । आवयोर्यद्यपि समानं बलम्, तथापि सेना महतीति तद् दृष्ट्वा कदाचिद्भीतो भवेत्, अत आह धैर्यमुद्वहेति । भगवद्व्यतिरिक्तानामन्यधर्मः प्रवर्तते इति, अन्तर्बलमस्तीति धैर्यमस्त्येव, बहिरपि धैर्यं सम्पादयेत्याह उदिति । ततो यद्भविष्यति तदनिश्चयेनाह हित्वेति । एकोतरनिश्चये युद्धार्थं प्रवृत्तिरेव न स्यात् । अतो मच्छरैः छिन्नं देहं हित्वा धैर्यमुत् धैर्यमुत् धैर्येण जातां मुदं स्वर्गलक्षणां वह । अथवा मच्छरैः छिन्नं देहं हित्वेति । 'सविशेषणे विधिनिषेधौ विशेषणमुपसङ्क्रामतः' इति न्यायेन शरच्छादनं दूरीकृत्य मां जहि । अनेन प्रथममहमेव प्रहारं करिष्यामीति सूचितम् ॥१९॥

एवं बलभद्रं प्रति यत्स्वपौरुषं ख्यापितम्, तदयुक्तं मत्वा भगवान् निषेधति न वै शूरा इति ।

श्लोकार्थ - १९ : હે રામ ! તું તો યુદ્ધ કર, ધૈર્ય રાખ અથવા મારા બાણોથી ઢંકાએલા દેહને ત્યજી સ્વર્ગમાં જા અથવા મને હણ. (૧૯)

સુબોધિનીજી, ભાવાર્થ : 'तु' 'ता' શબ્દ પહેલાં ગયા શ્લોકમાં જે અર્થ કહ્યો તે અહીં લાગુ પડતો નથી એમ જણાવવા યોજેલ છે. જો તેમ ન હોય તો શ્રીકૃષ્ણ અને બલભદ્ર બંનેનો બંધુ મારણ દોષ સરખો હોવાથી બલભદ્રને યુદ્ધ કરવા શા માટે પડકારે છે? તેથી તે જરાસંધને હણવા યોગ્ય હોવાથી બલભદ્ર જેવા સત્વના ઢાંકણવાળાને યાદવપણું પ્રાપ્ત થએલુ હોવાથી, વસુદેવનું વેર તેના પુત્ર પર વાળવું જોઈએ તેથી વસુદેવને યુદ્ધના નિયમ તે બલભદ્રને લાગુ પડે છે. જો શ્રદ્ધા હોય તો યુદ્ધ કર એમ કહે છે. જો પિતા વસુદેવમાં શ્રદ્ધા હોય તો યુદ્ધ કર. જો કે આપણા બેનું બલ સરખું છે. છતાં પણ જરાસંધની સેના મોટી છે. તેથી તે જોઈને કદાચ બલભદ્ર ભય પામે તો ધૈર્ય રાખ એમ કહે છે. કારણ કે ભગવાન સિવાયનામાં બીજાના ગુણો જુદા હોય છે. દેહની અંદરનું બલ છે તેથી ધૈર્ય છે જ. પણ બહાર પણ ધૈર્ય પ્રાપ્ત કર એમ કહે છે.

પછી યુદ્ધથી જે થશે તે નિશ્ચય વિના ઉત્તરાર્ધથી કહે છે. એક વિષયનો

નિર્ણય થએલો હોય તો યુદ્ધ માટે પ્રવૃત્તિ થાય જ નહિ તેથી કહે છે કે મારા બાણોથી ઢંકાએલ દેહને તજી સ્વર્ગરૂપ આનંદ પ્રાપ્ત કર એટલે સ્વર્ગમાં જા. અથવા મારા બાણોનું ઢાંકણ દૂર કરી મને માર. આથી એમ સૂચવેલું છે કે પહેલાં હું જરાસંધ જ પ્રહાર કરીશ. (૧૯)

એ પ્રમાણે બલભદ્ર પ્રતિ જરાસંધે પોતાની બહાદૂરી દર્શાવી તે અયોગ્ય છે એમ માનીને નીચેના શ્લોકથી ભગવાન કહે છે.

श्रीभगवानुवाच -

**न वै शूरा विकत्थन्ते दर्शयन्त्येव पौरुषम् ।**
**न गृह्णीमो वचो राजन्नातुरस्य मुमूर्षतः ॥२०॥**

ये हि शूरास्ते स्वख्यातिं न वदन्ति, किन्तु पौरुषमेव दर्शयन्ति । यदप्युक्तं 'न त्वया योद्धुमिच्छामी'ति, तत् तव वाक्यं न गृह्णीमः । अनेन तद्वाक्यमप्रमाणमित्युक्तम् । न हीश्वरेणामतं प्रमाणं भवति । तेन हि शङ्काद्वयेन युद्धं त्यक्तम्, मरणं भविष्यति, मोक्षे प्रतिवन्धो वा भविष्यतीति, तदुभयं न कर्तव्यम्, इदानीं न मारणीयः, मोक्षश्च देय इति । अत एव भगवान् सर्वस्वदानं कारयित्वा मोक्षं दत्तवान् । अतो युक्तमुक्तं न गृह्णीमो वच इति । किञ्च, हे राजन् ! राज्ञां शूरक्षत्रियाणां युद्ध एव मुक्तिः । 'द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ । परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हतः' इति ब्राह्मणक्षत्रिययोः मोक्षप्रकारस्य प्रतिपादितत्वात् । तयोरेव च मोक्षोपदेशः 'यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदन' इत्यत्र निरूपितः । अतो मद्रक्षितेनापि त्वया युद्धं कर्तव्यम्, अहं तु त्वया सह युद्धं न करिष्यामि, बलभद्र एव करिष्यति, बलं परं मारणीयमिति भावः । अयमुपदेशोऽग्रे कार्यार्थः । अन्यथा भीमेनापि न युद्धयेत् । किञ्च, आतुरस्य वचनं न ग्राह्यम् । स हि स्वापथ्यमेव याचते । अनेन याचितं देयमिति पक्षो निवारितः । किञ्च, मुमूर्षतः मुमूर्षां प्राप्नुवतः । कृदन्तात् षष्ठी । स हि मोक्षं दूरीकृत्य वृथा मरणं वाञ्छति । तादृशं नाङ्गीकर्तव्यम् ॥२०॥

एवमुपदिष्टः युद्धं स्वहितं मन्यमानः ससामग्रीको युद्धार्थमागत इत्याह

जरासुत इति ।

શ્લોકાર્થ -૨૦ : શૂરવીરો પોતાની બડાઈ મારતા નથી. પણ પરાક્રમ બતાવે છે. હે રાજન ! મરવા ઈચ્છતા રોગીનું તારૂં કહેવું હમે માનતા કબુલતા નથી. (૨૦)

સુબોધિનીજી, ભાવાર્થ : જેઓ શૂરવીર છે તેઓ પોતાના વખાણ ગાતા નથી. પણ પરાક્રમ બતાવે છે. આપની સાથે હું યુદ્ધ કરવા ઈચ્છતો નથી. એમ પણ જે કહ્યું તે તારૂં વાક્ય અમો કબુલ રાખતા નથી. તે વચન મીથ્યા છે કારણ કે જે ઈશ્વરને મંજુર નથી તે સત્ય હોતું નથી. કારણ કે મારૂં મરણ થશે. અથવા મને મોક્ષ મેળવવામાં વિઘ્ન થશે. એવા બે ભયથી જરાસંધે ભગવાન સાથે યુદ્ધ ત્યજેલું છે. હમણાં ભગવાને તેને હણવાનો નથી. પણ મોક્ષ આપવાના છે તેથી જ ભગવાને સર્વસ્વનું દાન કરાવી તેને પછી મોક્ષ આપ્યો. તેથી તારૂં કહેવું અમો કબુલ રાખતા નથી તે યોગ્ય જ છે.

પછી હે રાજન્ ! શૂરવીર ક્ષત્રીઓ રાજાઓની યુદ્ધમાં મુક્તિ થાય છે કારણ કે સૂર્યના મંડલને ભેદનારા આ બે જ પુરૂષો છે. (૧) યોગમાં રચ્યો પચ્યો સંન્યાસી (૨) સંગ્રામમાં સામા મોંઢે યુધ્ધ કરતા હણાયેલો એવા બ્રાહ્મણ અને ક્ષત્રીયના મોક્ષનો પ્રકાર વર્ણવેલો છે. વળી જેમાં બ્રહ્મ અને ક્ષત્ર બંને ખોરાક થાય છે. એ શ્રુતિમાં તે બેના જ મોક્ષનો ઉપદેશ કરેલો છે. તેથી મેં રક્ષણ કરેલાની સાથે પણ તારે યુદ્ધ કરવું જોઈએ. હું તો તારી સાથે યુદ્ધ નહિ કરૂં પણ બલભદ્ર જ તારી સાથે યુદ્ધ કરશે. પણ તારા સૈન્યને મારે હણવું જોઈએ એવો ભાવ છે. ભગવાને જરાસંધને આ ઉપદેશ કરેલો છે જો તેમ ન કર્યું હોત તો ભીમ સાથે યુધ્ધ ન કરત.

વળી રોગીનું કહેવું કબુલ કરવું ન જોઈએ. કારણ કે તે પોતે હાનીકારક ખોરાક માગે છે. માગેલું આપવું જોઈએ એ મતને આથી ખોટો પાડે છે. મરવાની ઈચ્છા કરનારનું કહેવું કબુલ ન કરવું જોઈએ કારણ કે તે મોક્ષને ગુમાવી ફોગટ મરણ ઈચ્છે છે. તેવું તેનું વચન કબુલ કરવું ન જોઈએ. (૨૦)

એ પ્રમાણે ઉપદેશ કરેલો તેથી જરાસંધ સામગ્રી સહીત યુદ્ધ કરવા આવ્યો

તે નીચેના શ્લોકથી કહે છે.

श्रीशुक उवाच -

**जरासुतस्तावभिसृत्य माधवौ महाबलौघेन बलीयसावृणोत् ।**

**ससैन्ययानध्वजवाजिसारथी सूर्यानलौ वायुरिवा- भ्ररेणुभिः ॥२१॥**

मातुः पुत्रोऽयम् । तत्रापि सा जरा, सर्वानेव विरूपान् करोति, कथमेनं त्यक्ष्यतीति । तत्रापि राक्षसी । तेन दुर्बुद्धिरप्ययं ज्ञापितः । अन्यथा तदुपदेशमेव गृहीत्वा, मरणं निश्चित्य, तेनैव सह किं युद्धं कुर्यात् । तौ कृष्णरामावभिसृत्य सर्वतः संवेष्टयित्वा महाबलौधेन आवृणेत्। माधवावित । मधुवंशोत्पन्नाविति भगवन्ताविति वा, धन दास्यत इति वा, पित्रोः स्वबलं प्रदर्शनीयमिति वा। जेष्यामीति बुद्धया प्रवृत्त इति ज्ञापयितुं साधनाधिक्यमाह बलीयसा महाबलौधेनेति । महत्त्वं स्वरूपेण, तदृशानां बहुत्वमोधः अन्तस्सारं बलम् । एवं गुणत्रयस्य विद्यमानत्वात् आवरणं कृतवान् । भगवत्सहायं सर्वमेव स्वार्थं गृहीतवानित्याह ससैन्येति । सैन्यसहितौ, यानसहितौ, तत्र ध्वजवाजिसारथिभिः सहितौ । अनेनैवमुक्तं भवति, केचन, सैन्ये लग्नाः, केचन रथे, केचन ध्वजयोः, केचनाश्वेषु, सूतयोरिति। एतयोरसम्भावितमावरणमिति ज्ञापयितुं दृष्टान्तमाह सूर्यानलाविति । न ह्यावरणं सूर्यं स्पृशति, अग्निं वा, परं पश्यतां चक्षुः प्रतिरोधकमेव। वायुस्थानीयो जरासन्धः अभ्राणि सूर्यावरकाणि, रेणवोग्ने ः ॥२१॥

अतः स्वरूपे फलस्यायुक्तत्वात् दृष्टौ तज्जातमित्याह सुपर्णतालध्वजचिह्निताविति ।

*શ્લોકાર્થ -૨૧ : જરાના પુત્રે તે બે માધવ ઉપર હુમલો કરી જેમ વાયુ વાદળાં અને ધૂળથી સૂર્યને અને અગ્નિને ઘેરી લે તેમ મોટા સૈન્યથી સેના રથ, ધજા અશ્વો અને સારથિ સહીત ઘેરી લીધા. (૨૧)*

સુબોધિનીજી, ભાવાર્થ : આ જરાસંધ માતાનો પુત્ર હતો. તેની માતા જરા હતી. જરા એટલે વૃદ્ધાવસ્થા જે બધાને કદરૂપા કરે છે તે એને કેમ બાકી

રાખશે ? તે રાક્ષસી હતી. તેથી તેનો પુત્ર જરાસંધ દુષ્ટ બુદ્ધિવાળો છે. જો તેમ ન હોય તો તે ભગવાનનો ઉપદેશ ગ્રહણ કરી, તેમની સાથે યુદ્ધ શા માટે કરત?

તે બે શ્રીકૃષ્ણ અને બલભદ્રની ઉપર હુમલો કરી, બધી બાજુએથી તેમને ઘેરી લીધા. માધવ એટલે મધુવંશમાં ઉત્પન્ન થએલા અથવા ભગવાન અથવા ધન આપનારા. માત પિતાને પોતાનું બલ દેખાડવાનું છે માટે માધવ કહેલા છે.

હું જય પ્રાપ્ત કરીશ એવી બુદ્ધિથી જરાસંધે પ્રવૃત્તિ કરી હતી એ જણાવવા બલવાન મોટા સૈન્યના સમુહથી આ શબ્દોથી તેનું મોટું સાધન કહેલું છે. મોટાપણું સ્વરૂપથી હતું. તેનાથી મોટા ઘણા હતા અને સમુહ એટલે અંદરના બલવાળું સૈન્ય એ પ્રમાણે ત્રણ ગુણો હોવાથી તેને ભગવાન અને બલભદ્રને ઘેર્યા. સેના, રથ, ધજા, અશ્વો તથા સારથિ સહિત શબ્દથી બધાય ભગવાનના સેવકોને તેણે પકડી લીધા. તે બન્નેને ઘેરી લીધા. જરાસંધના સૈનિકો કેટલાક ભગવાનની સેનાને લાગ્યા. કેટલાક રથને, કેટલાક ધજાને, કેટલાક અશ્વો અને કેટલાક સારથિઓને વળગ્યા. આ બેને વળગીને રોકવું અસંભવિત હતું એમ જણાવવા જેમ વાયુ વાદળાં અને ધૂળથી સૂર્ય અને અગ્નિને ઘેરી લે એવું દ્દષ્ટાંત કહેલું છે.

કારણ કે ઢાંકણ સૂર્ય કે અગ્નિનો સ્પર્શ કરતુ નથી. પરંતુ જોનારને તેમના ચક્ષુઓને જ આડે આવે છે. જરાસંધ વાયુને ઠેકાણે છે. વાદળાં સૂર્યને ઢાંકનારાં છે, ધૂળ અગ્નિને ઢાંકનારાં છે. (૨૧)

તેથી સ્વરૂપમાં આવરણનું ફળ નહિ હોવાથી, દૃષ્ટિમાં તે ફળ થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**सुपर्णतालध्वजचिह्नितौ रथावलक्षयन्त्यो हरिरामयोर्मृधे ।**
**स्त्रियः पुराट्टालकहर्म्यगोपुरं समाश्रिताः संमुमुहुः शुचार्पिता**
**: ॥२२॥**

सुपर्णध्वजो भगवद्रथः । तालध्वजो बलस्य । सेनामध्ये पतिताविति रेणुभिः विजातीयध्वजादिभिश्च व्यवधानात् अलक्षयन्तः अपश्यन्तो जाताः । एको दुःखहर्ता, अपरो रमयतीति सुखदाता । उभयोरत्यावश्यकत्वात् तददर्शने व्याकुलता उचितैव । स्त्रियश्च तत्र मुख्यतया द्रष्टुं समागता इति युद्धानभिज्ञत्वात् रसान्तरपरिग्रहे स्ववैयर्थ्यं सूचयन्त्यः शोकेनार्पिता जाता इत्याह स्त्रिय इति । पुरस्य अट्टालकाः अत्युच्चा भवन्ति । हर्म्याणि राज्ञां गृहाः । पुरद्वारं चात्युच्चम् । एतानि समाश्रित्यापि अलक्षयन्त्यः सम्यक् मुमुहुः, मूर्च्छां प्राप्तवत्यः । ततो जागरणे शुचा चार्पिताः । कृष्णो हि भगवान् स्त्रीणामेवार्थे अवतीर्ण इति तद्बाधकत्वेनैव सैन्यं मारितवान् । न त्वन्यथेति स्वरूपविचारसिद्ध्यर्थमुक्तम् । अन्यथा सङ्कर्षणकार्ये भगवान् प्रविष्ट इति भवेत् । तच्चैकादशे न पुनरूक्तम् ।।२२।।

<u>શ્લોકાર્થ - ૨૨ :</u> *શહેરના ઝરૂખા, મહેલો, દરવાજા ઉપર ચઢીને સ્ત્રીઓ યુદ્ધમાં હરિ અને રામના ગરૂડ અને તાલવાળી ધજાના ચિન્હવાળા રથોને ન જોતાં મૂર્છા પામી અને શોકાંતુર થઈ. (૨૨)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ગરૂડની ધજાવાળો ભગવાનનો રથ હતો. તાડની ધજાવાળો બલભદ્રનો રથ હતો. તે બે સૈન્યની વચ્ચે આવી ગયા એટલે ધૂળથી તથા શત્રુની ધજાઓથી ઢંકાઈ જતાં સ્ત્રીઓ તેમને જોઈ શકી નહિ.

હરિ દુઃખ હરનાર છે અને રામ રમણ કરાવનારા છે એ બનેની ઘણી જરૂર હોવાથી તેમનાં દર્શન ન થતાં દુઃખ થાય તે યોગ્ય જ છે. સ્ત્રીઓ દર્શન કરવા આવેલી હોવાથી તેઓ યુદ્ધના જ્ઞાન વિનાની હોવાથી ભગવાનના શૃંગાર સિવાય બીજા રસનું ગ્રહણ કરશે તો પોતાનો દેહ નકામો થઈ જશે એમ જાણી શોકાતુર થઈ એમ કહે છે.

શહેરના ઝરૂખા ઘણા ઉંચા હોય છે. રાજાના મહેલો અને શહેરના દરવાજા ઘણા ઉંચા હોય છે. તેના ઉપર ચઢીને તે બેના રથો ન જોતાં સ્ત્રીઓને મોહ થયો અને મૂર્છા પામી પછી મૂર્છા વળતાં શોકાતૂર થઈ.

શ્રીકૃષ્ણ ભગવાને સ્ત્રીઓ માટે જ અવતાર લીધો હોવાથી; તેમને સ્ત્રીઓને પીડા કરનાર હોવાથી તેમને જરાસંધના સૈન્યને હણ્યું. તેમ ન હોત

તો સંકર્ષણના કાર્યમાં ભગવાને પ્રવેશ કર્યો એમ ગણાય. (૨૨)

તેથી સ્ત્રીઓનું દુઃખ દૂર કરવા માટે ભગવાને સૈન્યને હણ્યું.

**हरिः परानीकपयोमुचां मुहुः शिलीमुखात्युल्बणवर्षपीडितम् ।**
**स्वसैन्यमालोक्य सुरासुरार्चितं व्यस्फूर्जयच्छार्ङ्गशरासनोत्तमम् ॥२३॥**

अतः स्त्रीणां दुःखनिवृत्त्यर्थं भगवान् सैन्यं निहितवानित्याह हरिरिति । सूर्यस्थानीयो हि भगवान् । तत्र मेघस्थानीयाः तदीयाः । अतस्तेषां निराकरणमनायासेनैव भविष्यतीति निरूपयितुं तेषां सेनामनुवदति परानीकपयोमुचामिति । शत्रूणामनीकमेव पयोमुचः मेघाः । तेषां शिलीमुखान्येवोल्बणवर्षः । तेने पीडितं स्वसैन्यम् । अनेन महाशूरा अपि, अहन्यमाना अपि, यथा वृष्टौ समागतायां सर्व एव भीताः पलायन्ते, न हि वृष्टिः कांश्चिन्मारयति, मृता वा भवन्ति केचन, तथापि महाशूरा अपि राजानमपि परित्यज्य पलायन्ते, तथा अत्र जातमित्युपहासार्थं निरूपितम् । स्त्रीषु कृपा, तेषु च हास्यरसमुत्पन्नमिति भावः। अत उभयोरपि हितचिकीर्षया स्वशार्ङ्गं गृहीतवानित्याह सुरासुरार्चितमिति । सुराणां हितम्, असुराणां मोक्षम्, द्वयं दास्यतीति ज्ञात्वा शार्ङ्गं धृतवान्, विशेषेणास्पूर्जयत् । शार्ङ्गज्यानिनादः सुराणां चित्ते भयनिवर्तको भवतीति प्रथमं सन्देहनिवारणार्थमाश्वासनमुक्तवान् । 'यज्ज्यानिनादश्रवणात् सुराणां चेतांसि निर्मुक्तभयानि सद्यो भवन्ति' इति वाक्यात् । शार्ङ्ग एव शरासनेषु भगवदीयेषु उत्तमम् । अनेनाशनिबाणवर्षमिति तस्य द्वितीयं माहात्म्यमुक्तम् । भगवतः अनेकान्यपि धनूंषि सन्तीति बोधितम् । शरासनपदेन देवतारूपत्वं प्रतिषिद्धम् । अन्यथा माहात्म्यमुक्तं न भवेत् ॥२३॥

<u>શ્લોકાર્થ - ૨૩:</u> *શત્રુના સૈન્યરૂપી, વાદળોના બાણરૂપી, ઘણા ભારે વરસાદથી પોતાના સૈન્યને વારંવાર પીડાએલું જોઈ હરિએ દેવો તથા અસુરોએ પૂજેલા પોતાના શાર્ંગ ધનુષ્યનો ટંકાર કર્યો. (૨૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાન સૂર્યના સ્થાને છે અને જરાસંધના

સૈનિકો વાદળોના સ્થાને હતા તેથી તેઓનો નાશ પ્રયાસ વગર જ થશે એમ જણાવવા શત્રુના સૈન્યરૂપી વાદળાઓ એવું દૃષ્ટાંત આપેલું છે. શત્રુનું સૈન્ય એજ વાદળાઓ એવું દૃષ્ટાંત આપેલું છે. શત્રુનું સૈન્ય એજ વાદળોઓ. તેઓના બાણો એજ ભારે વરસાદ. તેનાથી પીડાએલું પોતાનું સૈન્ય હરિએ જોયું. મોટા શૂરવીર હોવા છતાં હણાતા નહિ હોવા છતાં, જ્યારે વરસાદ આવે ત્યારે બધાય ભય પામીને ભાગે છે. તેવું અહીં થયું. સ્ત્રીઓ પર ભગવાનની કૃપા છે અને તેઓને સૈનિકો વિષે હાસ્ય રસ ઉત્પન્ન થયો એવો ભાવ છે.

ભગવાને પોતાના સૈન્યને તેવી સ્થિતિમાં જોયું એટલે તેમણે શાંર્ગનું ગ્રહણ કર્યું. દેવોએ અને અસુરોએ શાંર્ગ પૂજેલું છે. દેવોને હિત અને અસુરોને મોક્ષ એ બે વસ્તુ શાંર્ગ આપશે એમ જાણીને તેનું ધારણ કર્યું અને તેનો ટંકાર કર્યો.

તે ધનુષનો ટંકાર સાંભળીને દેવોના ચિત્ત તરત જ ભયથી મુક્ત થાય છે. તેથી ટંકાર દેવોનો ભય દૂર કરનાર છે. પોતાના સૈનિકોને ટંકાર કરીને આશ્વાસન આપ્યું. શાંર્ગ જ બધા ધનુષ્યોમાં ઉત્તમ છે. તે વિજળીરૂપ બાણો વરસાવનારૂં છે. એમ તેનું મહાત્મ્ય કહેલું છે. ધનુષ શબ્દથી તે શાંર્ગ દેવતારૂપ નથી એમ કહેલું છે. તેથી તેનું મહાત્મ્ય કહેલું છે. (૨૩)

હવે ભગવાનની યુદ્ધ ચતુરાઈનું વર્ણન નીચેના શ્લોકથી કરે છે.

**गृह्णन्निषङ्गादथ संदधच्छरान्विकृष्य मुञ्चन् शितबाणपूगान् ।**
**निघ्नन्रथान्कुञ्जरवाजिपत्तीर्निरन्तरं यद्वदलातचक्रम् ॥२४॥**

इदानीं भगवतो युद्धचातुर्यमाह गृह्णन्निषङ्गादिति । अतितेजस्विनां स्वागमेपि स्वशक्तिस्तिष्ठतीति क्रियाशक्तेर्व्यापकता नित्यता चोक्ता भवति । निषङ्गात् तूणीरात् शरान् गृह्णन्, अथ तदनन्तरं तस्य योजनाप्रकारेण योजितवान् । ततो विकृष्य मुचन्, ततः चतुरङ्गिणीं सेनां निघ्नन् । जात इति प्रत्येकं वा सम्बन्धः । चतुर्धा भगवत्कृतिः ।

**कारिका- स्थानात् प्रच्यावनं पूर्वं साधने योजनं तथा ।**

**फलार्थं विनियोगश्च फलसिद्धिरिति क्रमात् ॥१॥**

मोचनसमयेपि ग्रहणमावर्तते चेत्, तदा क्रिया अपरिच्छिन्ना भवति, नान्यथेत्यत आह निरन्तरमिति । अन्तराभावो यथा भवति तथेति । चतुर्णां विशेषणं । तदसंभावितं मत्वा दृष्टान्तमाह यद्वदलातचक्रमिति । अलातचक्रं परिभ्रममाणं सर्वत्र विद्यमानमिव मण्डलाकृति भाति, तद्वन्निरन्तरमिति सम्बन्धः । यद्यपि भगवतः क्रियाशक्तौ न सन्देहः, तथापि स्वयमपि वक्ष्यति । लोके निरूपणे असंभावना मा भवत्विति दृष्टान्तमप्याह । निषङ्गादित्येकवचनेनाक्षयतूणीरता निरूपिता । अथेति भिन्नोपक्रमेण । अनेन शरेण एतावत् मारयिष्यामीति पूर्वं सङ्कल्पो निरूपितः । तदैव च निघ्नन् जातः, अन्यथा काकतालीयवत् भगवत्प्रवृत्तिरपि स्यात् । ततश्च न पराक्रमः सिध्येदिति । एतावदथशब्देन निरूपितम् । सन्दधत् सम्यग् धनुषि योजयन् । शरानित्यस्त्रव्यावृत्त्यर्थम् । अन्यथा देवताया एव सामर्थ्यं भवेत् । शरानिति वहुवचनं सकृदपि वहूनां सन्धानं सूचयति । *विकृष्य मुञ्चन्निति* । मानुषक्रियैवात्र व्यापृता भगवता, न त्वलौकिकं किंचित्प्रकाशितमिति ज्ञापितम् । शितास्तीक्ष्णाः ते च ते बाणाश्च तेषां पूगः समूहो येषु । एकस्मिन् बाणे भगवत्क्रिया व्यापृतेति भगवता स मुक्त इति परिच्छेदे निवृत्ते सहस्त्ररूपः स एव जात इति बाणस्यानन्तत्वे प्रतिपादिते तेन मोचितशराणामति अनन्तत्वं फलिष्यतीति तथोक्तम् । अन्यथा पुनरुक्तदोषः स्यात् । सन्धितानामेव विमोकस्य सिद्धत्वात् । नितरां घ्नन्निति सकृत् प्रहारेणैव प्राणवियोगः शरीरस्य शतधा खण्डाश्च प्रदर्शिताः । चतुरङ्गसेना सर्वैव मारिता इति ज्ञापयितुं गणनामाह । रथान् कुञ्जरान् वाजिनः पत्तयः पदातयः । पत्तीरिति स्त्रीप्रयोगः । एको बाणः एकां पत्तिमनेकां वा मारयतीति सूचयति । 'एकेभैकरथा अश्व पत्तिः पञ्चपदातिके'ति । पत्तीनिति वा पाठः । शूराणां प्राणवियोगमात्रे न सामर्थ्यं सिध्यति । मर्मस्थानस्पर्शे अल्पप्रहारेणापि प्राणवियोगसम्भवात् ॥२४॥

अतो भगवतः क्रियाशक्तिं बोधयितुं बाणानां महत्कार्यमाह

*निर्भिन्नकुम्भा* इति ।

શ્લોકાર્થ - ૨૪ : **પછી જેમ અલાતચક્ર** (સળગતા અગ્નીનું લાકડું ચારે બાજુ ઘૂમાવવું) **થાય છે તેમ ભાથામાંથી** તીક્ષ્ણ અણીઓના સમુહવાળા બાણોને લેતાં, ધનુષ્ય ઉપર ચઢાવતાં, ખેંચીને મૂકતાં હરિ રથો, હાથીઓ, ઘોડાઓ અને પત્તિઓને નિરંતર ચારેબાજુ સંપૂર્ણરીતે હણતા હતા. (૨૪)

સુબોધિનીજી, ભાવાર્થ : ઘણા તેજસ્વી હોય તે પોતે જતા રહેવા છતાં પણ તેમની શક્તિઓ રહે છે. તેથી અહીં ભગવાનની ક્રિયાશક્તિને સર્વ સ્થળે રહેનારી અને સદા રહેનારી કહી છે. ભાથામાંથી બાણોને લેતાં, તેને ધનુષ્ય પર ચઢાવી અને પછી ખેંચીને છોડતાં, ભગવાન સેનાને હણતા હતા એમ ક્રિયા સાથે સંબંધ છે.

**कारिका - स्थानात् प्रच्यावनं पूर्वे साधने योजनं तथा ।**
**फलार्थं विनियोगश्च फलसिद्धिरिति क्रमात् ॥१८॥**

પહેલાં સ્થાનમાંથી કાઢવું પછી ધનુષ્યમાં યોજવું અને શત્રુની હત્યા માટે મૂકવું અને ફલનું પ્રાપ્ત થવું એવા ક્રમથી ચાર પ્રકારની ભગવાનની ક્રિયા વર્ણવેલી છે. (૧૮)

નિરંતર શબ્દ યોજીને જેમ કરવાથી જરાએ વિલંબ ન થાય તેમ ચારે ક્રિયાનું વિશેષણ મૂકેલ છે.

જેમ અલાતચક્ર થાય છે તેમ એવું દ્દષ્ટાંત આપેલ છે આસપાસ ફરતું અલાતચક્ર સર્વ સ્થળે હોય તેમ ગોળ આકારવાળું દેખાય છે. તેમ ભગવાન ચારે ક્રિયા કરતા હતા. (એવા વાકયનો સંબંધ છે.) તેમાં દ્દષ્ટાંત પણ કહેલું છે.

ભાથામાંથી એકવચન યોજેલ હોવાથી એક જ ભાથામાં બાણ ખૂટે નહિ એવું કહેલું છે.

અથ શબ્દથી બીજી વાત કહે છે પછી આ બાણથી આટલા શત્રુને હણીશ એવો સંકલ્પ જણાવેલો છે. તેમનું પરાક્રમ જણાવેલું છે. 'સંદધત્' એટલે સારી રીતે ધનુષ્ય ઉપર બાણ ચઢાવતાં તેથી બીજા આયુધો ભગવાને લીધા ન

હતા. એટલે શરોને શબ્દ યોજેલ છે. શરાન્ એ બહુવચન શરો(બાણો)ને એમ સૂચવે છે કે ભગવાન એક સમયે ઘણાને તેથી એમ સૂચવે છે કે ભગવાન એક સમયે ઘણા બાણો તેથી ચઢાવતા હતા. ખેંચીને મૂકતાં શબ્દોથી એમ જણાવે છે કે અહીં ભગવાન મનુષ્યની માફક ક્રિયા કરતા હતા. પણ અલૌકિક ક્રિયા કરતા ન હતા. તીક્ષ્ણ બાણો વડે ભગવાને ખેંચીને મૂકતાં તે હજારો રૂપવાળું થતું એટલે બાણ અનંત થતાં સંપૂર્ણરીતે હણતા એટલે એક વખતના પ્રહારથી તેના પ્રાણ જતા રહેતા અને એના શરીરના અનેક કટકા થયા એ દેખાડયું. ભગવાને ચાર અંગોવાળી સેનાને હણી એમ જણાવવા રથો, હાથીઓ, અશ્વો અને પાયદળ એવી ગણના કરી દર્શાવી છે. એક બાણ અનેક પત્તિ પાયદળને હણતું હતું.

શૂરવીરોના પ્રાણ જવાથી જ ભગવાનનું સામર્થ્ય સિધ્ધ થતુ નથી કારણ કે શરીરના મર્મ સ્થાનમાં બાણનો સ્પર્શ થતાં નજીવા પ્રહારથી પણ પ્રાણ જાય છે. તેથી ભગવાનની ક્રિયા શક્તિ જણાવવા માટે નીચેના શ્લોકમાં ભગવાને છાડેલા બાણોએ કરેલા ભારે કાર્યનું વર્ણન કરે છે.

**निर्भिन्नकुम्भाः करिणो निपेतुरनीकशोऽश्वाः शरवृक्णकन्धराः ।**
**रथा हताश्वध्वजसूतनायकाः पदातयश्छिन्नभुजोरुकन्धराः ॥२५॥**

करिणो हस्तिनः नितरां खण्डशो निर्भिन्नाः । यद्यपि निर्भिन्नकुम्भाः करिण एव भवन्ति, तथापि स्वतन्त्रः करो येषामिति षष्टिहायनपरः करिशब्दः । अनीकशः अश्वा एकैकेन शरेण वृक्णाः । कन्धरासु केशाः सन्तीति तत्र बाणप्रचारो न भविष्यतीति कन्धरपदम् । रथास्तु, हता अश्वा ध्वजाः सूता नायकाश्च येषां, तादृशा जाताः । नत्वेकमारणेन शिष्टं दैवान्मृतमिति । रथाऽपि अवयवशः वृक्णः इति ज्ञातव्यम्, अन्यथा निपेतुरिति क्रियासम्बन्धो न स्यात्, अन्यथा जाता इति क्रियान्तरं कल्प्यं प्रसज्येत । पदातयश्च निपेतुः । आधातेनापि पतन्तीति तेषां विशेषणमुच्यते । छिन्नाः भुजाः ऊरवः कन्धराश्च येषाम् । उरु स्थूला वा कन्धरा । नाभेरधो बाणप्रहारस्य निषिद्धत्वात् । अनेन शिरच्छेदः अर्थादुक्तः ॥२५॥

**एवं चतुरङ्गसेनामारणमुक्त्वा तस्याधिक्यं वक्तुं तेन जाता रूधिरनदीर्वर्णयति संच्छिद्यमानेति सार्धाभ्याम् ।**

*શ્લોકાર્થ-૨૫ : છેદાઇ ગએલા કુંભસ્થળવાળા હાથીઓ, શરથી કપાઇ ગએલી ગરદનવાળા ઘોડાઓ, નાશ પામેલા ઘોડાઓ, ધજા અને નાયકવાળા રથો, છેદાએલી ભુજાઓ અને જાડી ગરદનવાળા પગે ચાલનારા સૈનિકો પડયા. (૨૫)*

સુબોધિનીજી, ભાવાર્થ : **'करिणः'** હાથીઓ સારી રીતે ફાટી ગએલા, કટકા થઇ ગએલા હાથીઓ માટે જ **'करिणः'** શબ્દ યોજાય છે.એક જ શરથી ઘોડાઓ અનેક કપાઇ ગયા. જેઓની ગરદન પર કેશ હોય છે તેથી બાણની અસર થતી નહિ હોય એમ ના જણાય તેથી ગરદન શબ્દ યોજેલ છે. રથો તો નાશ પામેલા છે જ. ઘોડાઓ, ધજાઓ, સારથિઓ અને સેનાપતિઓ પણ તેવા થયા. કપાઇને કડકે કડકા થઇ ગયા એમ જાણવું. તેમ ન હોય તો પડયા. એ ક્રિયા સાથે તેમને સંબંધ થાય નહિ. પગે ચાલનારા સૈનિકો પણ પડયા. આધાતથી પણ એવું વિશેષણ કહેલું છે. નાભિની નીચે બાણ મારવાની મના છે. એટલે વાસ્તવિક રીતે તેમનો શિરચ્છેદ થયો એમ કહ્યો. (૨૫)

એ પ્રમાણે ચાર અંગવાળી સેનાના નાશનું વર્ણન કરી, હણેલી સેના મોટી હતી તેના નાશથી લોહીની નદીઓનું વર્ણન કરે છે.

**संछिद्यमानद्विपदेभवाजिनामङ्गप्रसूताः शतशोऽसृगापगाः ।**
**भुजाहयः पूरुषशीर्षकच्छपा हतद्विपद्वीप हयग्रहाकुलाः ॥२६॥**
**करोरुमीना नरकेशशैवला धनुस्तरङ्गायुधगुल्मसंकुला ।**
**अच्छूरिकावर्तभयानका महामणिप्रवेकाभरणाश्मशर्कराः ॥२७॥**
**प्रवर्तिता भीरुभयावहा मृधे मनस्विनां हर्षकरीः परस्परम् ।**

चतुरङ्गेषु त्रय एव रुधिरवन्तः, एकं दारुमयम् । अतस्त्रीन् गणयति । *द्विपदाः* मनुष्याः, इभाः हस्तिनो, वाजिनश्च, तेषामङ्गै छिन्नैः प्रसूताः शतशः असृगापगा जाताः । अनेन मृतानां निर्भयत्वं सूचितम् । अन्यथा भयेन

रुधिरशोष एव स्यात् । विजातीया अपि एकैकप्रकृतिका जाता इत्यपि । अङ्गपदं तु तेषां हनने जाते दैवकृतां रुधिरवृष्टिं व्यार्वयति । प्रशब्देन मरणानन्तरमपि संस्कारेणापि भयाभावः सूच्यते ।

अन्योन्यं प्रवाहमेलनात् पूर्वं नामान्तरमप्यापन्नाः पश्चादनेकानि नामानि प्राप्नुवन्तीति शसूप्रत्ययः । *असृगापगा* रुधिरनद्यः । ननु नदीत्वं कुतः, नहि प्रवाहमात्रेण नदीत्वं भवति, अन्यथा, वर्षाकाले जगदेव नदी स्यादित्याशङ्क्य नदीसमानाकृतित्वसिद्ध्यर्थं वर्णयति *भुजाहय* इति । भुजा एवाहयः सर्पा यत्र । पूरुषशीर्षाण्येव कच्छपा यत्र । एतत्सात्त्विकम् । हता ये द्विपास्त एव द्वीपप्रायाः । द्विर्गता आपो यत्रेति । तस्मिन् द्वीपे छिन्ना ये हयाः अश्वास्त एव हि ग्रहा ग्राहाः । तैराकुलाः । द्वीपा एव तामसा नदीत्वख्यापकाः । तथापि तत्र प्रवाहेण गच्छतां हयावयवानामारोहावरोहौ द्वीपाधिक्यार्थमेव निरूपितौ । आगन्तुका एवैते नदीधर्माः, न तु सहजा इति । साधारणान् वणर्यति *करोरुमीना* इति । करा एव उरु अधिका मीना यत्र । करा ऊर्वश्च मीना इति वा । मध्यच्छेदे शिष्टो भागः ऊरुशब्देन ग्राह्यः । उरुशब्द एव वा । नराणां केशा एव शैवालानि शैवाला यत्र । धनूंष्येव तरङ्गाः । मीनाः सात्त्विकाः । तराङ्गास्तामसाः इति । त्रयं पूर्वेण वा । नरके शान्तास्त्रयः । यायुधान्येव तूणीरादीनि गुल्माः, तैः सङ्कुलाः । अत एव धनुस्तरङ्गाश्च ताः आयुधगुल्मसङ्कुला इति कर्मधारयः । अच्छूरिकान्येव आवर्ताः । तैर्भयानकाः । अच्छूरिकाश्चक्राणि चर्माणि वा । अनेनातिगाम्भीर्यं नद्याः प्रदर्शितम् । महामणिप्रवेका महामण्युत्तमाः, तद्युक्तान्याभरणान्येव शर्करा यासाम् । पुरातननदीस्थाने कदाचित्पतितं रुधिरं जलेन सहितं तथा जातमिति शङ्कां व्यावर्तयति *प्रवर्तिता* इति । नूतनतया प्रवर्तिताः । पूर्वस्माद्वैलक्षण्यमाह *भीरुभयावहा* इति । भीरूणामेव भयावहाः । मनस्विनां तु हर्षकरीः । अन्येषां तु साधारणा यथावद्वर्णिताः । परस्परमिति समयुद्धे । अन्याययुद्धे तु जयशीलानां प्रायेण हर्षो भवतीति नाश्चर्यमेतत् । एवं भगवत्कृतं सपर्यवसानं युद्धमुक्त्वा बलभद्रकृतमाह विनिध्नतारीनिति ।

<u>શ્લોકાર્થ-૨૬-૨૭ :</u> કપાઇ જતા માણસો, હાથીઓ, ઘોડાઓના

અવયવોમાંથી વહેતી ભુજાઓરૂપી સર્પોવાળી, પુરૂષોના માથારૂપી કાચબાઓ ભરેલી, હાથરૂપી ઘણા માછલાંવાળી, માણસોના કેશરૂપ લીલવાળી ધનુષ્યરૂપી તરંગોવાળી અને સાચુરૂપ કાષ્ટથી ભરપુર, ચક્રરૂપી વમળોથી ભયાનક, મોટા ઉત્તમ મણિઓવાળા આભરણરૂપ પત્થરની કાંણીઓવાળી, સેંકડો લોહીની નદીઓ, બીકણોને ભય ઉત્પન્ન કરનારી અને પરસ્પર યુદ્ધમાં વીરપુરુષોને હર્ષ ઉત્પન્ન કરનારી વહેવા લાગી. (૨૬-૨૭)

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : સેનાના ચાર અંગોનું પૈકી ત્રણ જ લોહીવાળાં છે અને એક એ કાષ્ટનું છે. તેથી ત્રણ અંગોનું વર્ણન છે. ચાલતી સેંકડો લોહીની નદીઓ ઉત્પન્ન થઈ. આથી એમ સૂચવ્યું છે કે જે મરણ પામ્યા તે ભયરહિત હતા. કારણ કે તેમ ન હોય તો ભયથી લોહી સૂકાઈ જાય. તેથી એમ પણ સૂચવ્યું કે જુદી જુદી જાતના સેનાના અવયવો પણ એક જ પ્રકારના હતા. અવયવોમાંથી આ શબ્દ તેઓ હણાયા ત્યારે દૈવે લોહીની વૃષ્ટિ કરી હશે એવા વિચારને ખોટો ઠરાવે છે. મરણ પછી પણ સંસ્કારને લીધે પણ એકબીજા પ્રવાહો મળી જતા હોવાથી પહેલાં અમુક નામ પામેલી, નદીઓ પણ પાછળથી અનેક નામો પ્રાપ્ત કરે છે તેથી **असृगपगाः** એટલે લોહીની નદીઓ એમ કહે છે.

આને નદીઓ કેમ કહો છો? કારણ કે માત્ર પ્રવાહ હોવાથી એ નદી થતી નથી પ્રવાહથી તેમ હોય તો ચોમાસામાં બધે જ પાણી વહેતુ હોવાથી આખું જગત નદી થાય. એવી શંકા થાય તેથી નદીના સરખી આકૃતિ સિદ્ધ થાય તેથી એમ બતાવવા એમાં ભૂજાઓરૂપી સર્પોવાળી એમ વર્ણન છે.

(૧) ભુજાઓ જ સર્પો છે. (૨) પુરૂષોના માથાઓ જ કાચબાઓ છે. આ સાત્વિક છે. (૩) હણાએલા હાથીઓ બેટ જેવા છે. તે બેટ ઉપર હણાએલા હતા જે ઘોડાઓ તે જ મઘરો છે. તેમનાથી ભરેલી નદીઓ આ તામસ્ છે. છતાં પણ ત્યાં પ્રવાહથી જનારા ઘોડાઓના અવયવોનો તેમના ઉપર ચઢાવ અને ઉતાર બેટો મોટા હતા તે જણાવે છે. કારણ કે આ નદીના ગુણો આકસ્મિક છે. કુદરતી નથી. હાથરૂપી ઘણા માછલાઓવાળી નદીના સાધારણ ગુણોનું વર્ણન કરે છે. કપાયેલા હાથો જ મોટા માછલાંઓ છે.

જેમાં હાથો અને સાથળો માછલાં છે. એવો અર્થ લેવો.

માણસોના કેશો જ લીલ છે શૈવાલાનિ લીલ છે જેમાં ધનુષ્યના તરંગો છે જેમાં માછલાઓ સાત્વિક છે. તરંગો તામસ્ છે. એ પ્રમાણે બાણોના ભાથા એ આયુધો કાષ્ઠ છે. તેમના ચક્રોજ વમળો છે. એટલે ચક્રો અથવા ઢાલો આ બધાથી ભયંકર.

આથી નદી ઘણી ઉંડી એમ દર્શાવ્યું છે. મોટા ઉત્તમ મણીઓ. તેમનાથી જડેલા આભરણો જ રેતી ના કંકર છે. કદાચ પ્રાચીન નદીનાં સ્થાનમાં પડેલું લોહી નદીના જલ સાથે ભળીને તેવું થયું હશે એવી શંકાને દૂર કરે છે. પ્રવર્તિતા વહેવા લાગી ક્રિયાપદથી નદીઓ વહેવા લાગી. બીકણોને ભય ઉત્પન્ન કરનારી છે. વીરપુરૂષોને તો હર્ષ ઉત્પન્ન કરનારી હતી. બીજાઓને માટે તો સાધારણ નદી હતી. પરસ્પર એટલે ન્યાયી યુદ્ધમાં અન્યાયવાળા યુદ્ધમાં તો જીતતા હોય તેઓને મોટા ભાગે હર્ષ થાય છે. તેથી આમાં કોઇ આશ્ચર્ય નથી. (૨૭)

એ પ્રમાણે ભગવાને કરેલા યુદ્ધનું પરિણામ સહિત વર્ણન કહી નીચેના શ્લોકથી બલભદ્રે કહેલ યુદ્ધનું વર્ણન કહે છે.

**विनिध्नतारीन्मुसलेन दुर्मदान्संकर्षणेना परिमेयतेजसा ॥२८॥**

अरयः कथञ्चित् हन्तव्याः । भगवतस्त्वरयो न सन्तीति बलभद्रे तदुक्तम् । हलेनाकृष्य मुसलेन विनिध्नता सङ्कर्षणेन सह । भगवान् गृह्णन् निषङ्गादित्यादि जात इति पूर्वेणैवान्वयः । अथवा । अरीन् विनिध्नता सङ्कर्षणेन कृत्वा नद्यः प्रवर्तिता इति। हनने हेतुः दुर्मदानिति । दुष्टो मदो येषां उद्धत्तिकरणरूप : । सङ्कर्षणपदेनैव तेषामाकर्षणं निरूपितम् । सामर्थ्ये हेतुमाह । अपरिमेयं तेजो यस्येति । अन्तर्बलमस्त्येव, बहिस्तेजोपि । कस्याप्येतावदिति मातुमशक्यम् ॥२८॥

एवमुक्तं युद्धमुपसंहरति *बलमिति।*

*<u>શ્લોકાર્થ - ૨૮ :</u> મુસલથી મદાંધ શત્રુઓને હણતા ન માપી શકાય તેવા તેજવાળા સંકર્ષણ સાથે ભગવાને એ પ્રમાણે સૈન્ય હણ્યું.*

સુબોધિનીજી, ભાવાર્થ : શત્રુઓને કોઈપણ રીતે હણવા જોઈએ. ભગવાનને તો શત્રુઓ છે જ નહિ. તેથી બલભદ્રના સંબંધમાં જ આ કહેલું છે. હલથી ખેંચીને મુસલથી હણતા સંકર્ષણની સાથે ભગવાને ભાથામાંથી લીધેલા બાણોથી શત્રુઓને , હણતાં રુધીરની નદીઓ વહેવા લાગી. મદાંધ વિશેષણથી તઓને હણવામાં કારણ તરિકે ઉધ્ધતરૂપે દુષ્ટ મદ છે. તેમને ખેંચીને વધ કરે છે. તે સંકર્ષણ એ શબ્દથી જણાવ્યું. ન માપી શકાય તેવા તેજવાળા વિશેષણથી તેમનામાં શક્તિ અને બલ છે જ. બહાર આટલું એમ કોઈથી પણ માપી શકાય તેવું તે નથી. (૨૮)

એ પ્રમાણે નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે. બલવાન સૈન્યનો તરત નાશ કરવામાં આવે તો વધારે સરસાઈ થાય તે કહે છે.

**बलं तदङ्गार्णवदुर्गभैरवं दुरन्तपारं मगधेन्द्रपालितम् ।**
**क्षयं प्रणीतं वसुदेवपुत्रयोर्विक्रीडितं तज्जगदीशयोः परम् ॥२९॥**

शीघ्रमुपसंहारे ततोऽपि महत्त्वं भवतीति बलमिति । अङ्गैरश्वादिभिः अर्णवरूपैः दुर्गं भैरवं भयानकं च ।अनेन स्वरूपतो माहात्म्यमुक्तं बलस्य । दुरन्ताः पाला यस्येति बलस्य रक्षकाः। सङ्घे समागताः राजानः दुरन्ताः। न हि तेषामन्तं कश्चित्कर्तुं शक्तः। ततोऽपि माहात्म्यमाह मगधेन्द्रपालितमिति । जरासन्धेन पालितम् । इन्द्रपदेन सर्वतो बलस्य समृद्धता द्योतिता । एतादृशमपि क्षणमध्ये क्षयं प्रणीतम् । एतदपि वसुदेवपुत्रयोः क्रीडितम् । यद्यपि वसुदेवपुत्रत्वेन नाटयं कृतम् । तथा सति पुत्रत्वनिर्वाहार्थं प्रयासोऽपि बाललीलायामिव प्रकाशनीयः । तथापि न प्रकाशितम्, किन्तु क्रीडयैव सर्वं मारितमिति । एवं करणे हेतुमाह जगदीशयोरिति । सर्वजगत एव ईश्वरयोः । नहीश्वरः सदैकरूपो भवति । कदाचिदभिनयं करोतीति सर्वदा अभिनयमेव करिष्यति। परमित्येनन विशेषकीडायामप्यनादरः, ततोऽप्यल्पमिति सूचनार्थः ॥२९॥

ननु किमित्येषा कथा वर्णिता, विशेषाकारेण, सामान्यत एवैतद्वक्तव्यम्, जरासन्धसमातीतसैन्यस्य बहुशो वधं कृतवानिति, अल्पे हि पौरुषत्वेन युद्धं

**वर्णनीयम्, न तु भगवतीति चेत्, सत्यम्, इत्याह स्थित्युद्भवान्तमिति ।**

*શ્લોકાર્થ - ૨૯ : અંગોરૂપી સમુદ્રને લીધે પ્રવેશ ન કરી શકાય તેવા અને ભયંકર મગધના ઈંદ્રે રક્ષણ કરેલા, નાશ ન કરી શકાય તેવા રક્ષકોવાળાં તે સૈન્યનો નાશ કર્યો. એ તો જગતના ઈશ્વર વસુદેવના બે પુત્રોની માત્ર રમત હતી. (૨૯)*

ઘોડા વિગેરે અંગોને લીધે તે સમુદ્રરૂપ સૈન્ય પ્રવેશ ન કરી શકાય તેવું અને ભયંકર હતું. નાશ ન કરી શકાય તેવા સૈન્યના રક્ષકો હતા. સૈન્યની જોડે આવેલા રાજાઓ હણી ન શકાય તેવા હતા. કારણ કે તેઓના નાશ કરવા કોઈ શકિતમાન ન હતું. મગધના ઈંદ્રે જરાસંધે રક્ષણ કરેલા વિશેષણથી તે સૈન્ય ઉત્તમ હતું. જરાસંધથી તેનું રક્ષણ થતું હતું. ઈંદ્ર શબ્દથી સૈન્યની સમૃદ્ધિ જણાવેલી છે. આવા સૈન્યનો પણ ક્ષણમાં નાશ કર્યો. આ પણ વસુદેવના બે પુત્રોની રમત હતી. જો કે વસુદેવના પુત્ર રૂપનું તે બે નાટય કરતા હતા તે બાલલીલા કરતા હતા એમ પ્રયત્ન પણ તેમણે બતાવવો જોઈએ છતાં તેવું કાંઈ પણ દેખાડચું નહિ પણ રમતથી જ સૈન્યને હણ્યું.

જગતના ઈશ્વર શબ્દથી એ પ્રમાણે કરવામાં કારણ કહેલું છે. આખા જગતમાં તે બે ઈશ્વર હતા. ઈશ્વર સદા એકસરખા રહેતા નથી. જેથી કોઈ સમયે અભિનય કર્યો તેથી સદા તે અભિનય જ કર્યા કરે. તે રમતથી આ કાર્ય હળવું હતું એમ સૂચવવા માટે માત્ર એ શબ્દોથી કહેલું છે. તેમને વધારે રમતની આવશ્યકતા પણ સૈન્ય હરાવવા કરવી પડી ન હતી. આ કથાનું એવી રીતે લંબાણથી શા માટે વર્ણન કરવામાં આવેલ છે? જરાસંધે આણેલા સૈન્યનો ભગવાને ઘણી રીતે વધ કર્યો એમ સામાન્ય રીતે જ કહેવું જોઈએ કારણ કે નજીવા પુરૂષના સંબંધમાં યુદ્ધને પુરૂષાતન તરીકે વર્ણવવું જોઈએ. પરંતુ ભગવાનના સંબંધમાં તેમ કરવું ન જોઈએ એમ કહો તો એ વાત સત્ય છે. તે હવે કહે છે.

**स्थित्युद्भवान्तं भुवनत्रयस्य यः समीहतेऽनन्तगुणः स्वलीलया ।**
**न तस्य चित्रं परपक्षनिग्रहस्तथापि मर्त्यानुविधस्य वर्ण्यते ॥३०॥**

यस्त्वनन्तः सर्वतः परिच्छेदरहितः, स्वरूपविचारे क्रियमाणे । गुणविचारे त्वाह *अनन्तगुण* इति । अनन्ताः कोटिब्रह्माण्डेषु यावन्तः पदार्थाः तावद्गुणो भगवान् । ततोप्यधिक इति मुख्यः सिद्धान्तः । कांश्चिद्गुणान् प्रकटीकरोति । क्रियाविचारे त्वाह । भुवनत्रयस्य स्थित्युद्भवप्रलयं स्वस्य लीलामात्रेण समीहत इति। तत्र कियदिदं बलम् अतः तस्यैतन्न चित्रम्। तथापि तस्य परपक्षनिग्रहो वर्ण्यते भक्तिस्थापनार्थम् । नन्वीश्वरे परपक्षनिग्रहव्यतिरेकेणापि महत्त्वादेव भक्तिर्भविष्यति, किं निग्रहवर्णनेनेत्याशङ्क्याह मर्त्यानुविधस्येति । भगवान् मर्त्यानुविधानं करोति । तथा सति कदाचिद्भक्तपक्षपातं न कुर्यात्, अन्यधर्माभिनिवेशादिति । तत्रापि चेत् भक्तपक्षपातं कुर्यात्, तदा निः सन्दिग्धं भक्तिमार्गः प्रवर्तेतेति । अत एव वर्ण्यते विशेषाकारेणेति ॥३०॥

एवं दूषणं परिहृत्य जरासन्धेन बलभद्रं प्रति यदुक्तं तद्बलभद्रः कृतवानित्याह जग्राह विरथमिति ।

*શ્લોકાર્થ -૩૦ : અનંત ગુણોવાળા જે પોતાની રમતથી ત્રણે ભુવનની સ્થિતિ ઉત્પત્તિ અને નાશ કરે છે તે શત્રુ પક્ષને જીતે તેમાં આશ્ચર્ય નથી. છતાં પણ મનુષ્યનું અનુકરણ કરનારાના આવાં કૃત્યનું વર્ણન કરવામાં આવે છે. (૩૦)*

સુબોધિનીજી, ભાવાર્થ : સ્વરૂપનો વિચાર કરતાં જે અનંત એટલે બધી બાજુથી હદ વગરના છે. અનંત ગુણોવાળા છે. કરોડો બ્રહ્માંડોમાં જેટલા અનંત પદાર્થો છે તેવા ગુણોવાળા ભગવાન છે. તેથી પણ વધારે ગુણવાળા છે. પરંતુ થોડા ગુણો જ પ્રગટ કરે છે. એવો મુખ્ય સિદ્ધાંત છે. ક્રિયાનો વિચાર કરતાં તે કહે છે. એવો મુખ્ય સિદ્ધાંત છે. ક્રિયાનો વિચાર કરતાં તો કહે છે ભગવાન પોતાની માત્ર રમતથી ત્રણ ભુવનની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશ કરે છે. તેમની સામે આ સૈન્યનો હિસાબ શો? તેથી આશ્ચર્યકારક નથી. છતાં ભક્તિનું સ્થાપન થાય તે માટે શત્રુ પક્ષપરની જીતનું વર્ણન કરવામાં આવે છે.

સામા પક્ષની જીત સિવાય પણ ઈશ્વર મોટા હોવાથી જ તેમનામાં ભક્તિ થશે. જીત વર્ણવાનું શું પ્રયોજન? એવી શંકા થાય તેથી મનુષ્યનું અનુકરણ કરનારાના શબ્દ યોજેલ છે. ભગવાન મનુષ્યનું અનુકરણ કરે છે. તેથી કોઈ

સમયે બીજા કોઈ કાર્યમાં રોકાયેલા હોવાથી ભક્તનો પક્ષપાત ન કરે તેમ હોવા છતાં જો ભક્તનો પક્ષપાત કરે તો કંઈ પણ શંકા સિવાય ભક્તિમાર્ગની પ્રવૃત્તિ થાય એવો અર્થ છે. તેથી આ જીત લંબાણથી વર્ણવી છે. એવો અર્થ છે. (૩૦)

એ પ્રમાણે વર્ણવામાં દોષ થતો નથી એમ જણાવી જરાસંધે બલભદ્રને જે કહ્યું હતું તે બલભદ્રે કર્યું. તે નીચેના શ્લોકથી કહે છે.

**जग्राह विरथं रामो जरासन्धं महाबलम् ।**

**हतानीकावशिष्टासु सिंहः सिंहमिवौजसा ॥३१॥**

तस्य रथोऽपि छिन्नः । केवलं पदातिरवशिष्टः । यद्यपि शरीरेणापि महाबलः, तथापि तं जग्राह । विरथो हन्तव्यो न भवतीति बद्धा गृहे नेय इति बन्धनार्थं गृहीतवान् । यतोऽयं रामः । सर्वेषां रमणार्थे प्रवृत्तः । सः हन्तुमप्यशक्य इति तस्य नामाह । महाबलमिति च दैवं मानुषं च बलं तस्य निरूपितम् । तर्हि दैवगत्या गृहीत इति चेत्, तत्राह ***ओजसेति*** । तर्हि पाशादिभिर्गृहीतो भविष्यतीति चेत्, तत्राह *सिंहः सिंहमिवेति* । हस्ताभ्यामेव निगृह्य स गृहीतः, न तु हलादिना आकृष्टः । तस्य मोचकाभावमाह । हतमनीकं यस्य, अवशिष्टा असवो यस्येति ॥३१॥

ग्रहणानन्तरं परोपकारार्थमागतो न बन्धनीय इति बध्यमानं भगवान् निवारयामासेति आह *बध्यमानमिति* ।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *રથ વગરના થએલા, ઘણા બલવાળા, હણાએલા સૈન્યવાળા જેના પ્રાણ બાકી રહેલા છે તેવા જરાસંધને જેમ એક સિંહ બીજા સિંહને પકડે તેમ રામે તેને પકડયો. (૩૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> તે જરાસંધનો રથ પણ ભાંગી ગયો. તે પગે ચાલનાર સૈનિક જ રહ્યો. જો કે તે શરીરથી ઘણો બલવાળો હતો. તો પણ તેને પકડયો. રથ વગરનાને હણવો ન જોઈએ તેથી તેને બાંધીને ઘેર લઈ જવો જોઈએ એવા વિચારથી તેને સારી રીતે બાંધવા માટે પકડયો. કારણ કે આ રામ સર્વને રમણ થાય તે માટે પ્રવૃતિ કરે છે. તે જરાસંધને હણી શકાય તેમ પણ ન હતો તે જણાવવા ઘણા બલવાળો વિશેષણ કહેલ છે. આથી તેના દૈવી અને માનુષી બલ જણાવેલ છે. તો તેને દૈવી ગતિથી પકડયો હશે એવી

શંકા થાય તેથી બલથી પકડયો એ શબ્દ યોજેલ છે. તેથી એક સિંહ બીજા સિંહને પકડે તેમ કહેલ છે. બે હાથોથી તેને પકડયો. પણ હલ વિગેરેથી ખેંચ્યો ન હતો. હણાએલ સૈન્યવાળા જેના પ્રાણ બાકી છે. તેવા શબ્દોથી તેને છોડાવનાર કોઈ ન હતું એમ કહેલ છે. (૩૧)

તેને પકડયા પછી પરોપકાર માટે આવેલાને બાંધવો ન જોઈએ તેથી ભગવાને તેને બાંધતાં અટકાવ્યો. તે નીચેના શ્લોકથી કહે છે.

**बध्यमानं हतारातिं पाशैर्वारुणमानुषै : ।**
**वारयामास गोविन्दस्तेन कार्यचिकीर्षया ॥३२॥**

महतो बन्धनमनुचितमिति तं विशिनष्टि *हतारातिमिति* । हताः अरातयो येन । अनेन शत्रुभूयस्त्वात् तेषां च दुष्टत्वात् तत्सुखं भविष्यतीत्यपि मोचने तदभावो हेतुरुक्तः । केवलबन्धनानि तत्र न समर्थानीति पाशैर्बद्धः । ते आकृष्टाः निग्रहहेतवो भवन्ति । तत्रापि वारुणैर्मानुषैश्च । जरादीनां मोचनाभावाय वारुणाः पाशाः, मनुष्याणामर्थे मानुषाः । एतादृशमपि स्वाधीनं जातं परमशत्रुं वारयामास, बन्धनं न कर्तव्यमिति । ननु कथमेवं भूभारहर्ता तं मोचयतीति चेत्, तत्राह *गोविन्द* इति । सिंहावलोकनन्यायेन पूर्वलीलां स्मृतवान् । अतस्तेनापि काचिल्लीला सेत्स्यतीति तं मोचितवान् । ननु किमिति दुष्टो मुच्यते, तत्राह तेन *कार्यचिकीर्षयेति* । निरोधो हि कर्तव्यः, एतदभावे सर्वे भगवत्परा राजसाः सात्त्विकाश्च न भविष्यन्तीति तदर्थमयं रक्षितः । अक्लिष्टकर्मत्वाय च ॥३२॥

ततो यज्जातं तदाह स मुक्त इति ।

*<u>શ્લોકાર્થ-૩૨</u> : જેણે શત્રુને હણેલા હતા તેવા તેને તેનાથી કાર્ય કરવાની ઈચ્છાથી ગોવિંદે વરૂણના અને મનુષ્યનાં પાશોથી બંધાતો અટકાવ્યો. (૩૨)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> :મોટા પુરૂષને બાંધવો યોગ્ય નથી. (જેણે શત્રુઓને હણેલા હતા. તેથી તેને છોડવાનું એક કારણ કહેલું છે કે શત્રુઓ ઘણા હોવાથી અને તે દુષ્ટ હોવાથી જરાસંધને બાંધવાથી તેમને સુખ થાય તેથી તેમને સુખ ન થાય તે માટે તેને છોડવાનું પ્રયોજન હતું. માત્ર બંધનો તેને બાંધવાને શક્તિવાળાં ન હોવાથી પાશોથી બાંધ્યો. તે પણ વારૂણ અને

મનુષ્યોના દોરડા હતાં. જરા વિગેરે છોડાવે નહિ તે માટે વારૂણનાં દોરડા હતાં. મનુષ્યો છોડાવે નહિ તે માટે મનુષ્યોના દોરડા હતાં. પોતાને આધીન થયેલા મોટા શત્રુને બાંધવો ન જોઇએ એમ કહી અટકાવ્યો.

ભૂમીનો ભાર હરનાર ભગવાને એવી રીતે કેમ તેને છોડાવ્યો? એવી શંકા થાય. તેથી ગોવિંદ શબ્દ યોજેલ છે. ભગવાને સિંહાવલોકન ન્યાયથી પહેલાની લીલાનું સ્મરણ કર્યું તેથી તે જરાસંધને લીધે પણ કેટલીક લીલા થઇ શકશે એવા વિચારથી તેને છોડાવ્યો.

દુષ્ટને કેમ છોડાવ્યો ? એવી શંકા થાય. ત્યાં તેનાથી કાર્ય કરવાની ઇચ્છાથી. ભગવાનને નિરોધ કરવો છે. આ જરાસંધના નિમત્તથી જે લીલા કરવાની છે તેના વિના રાજસ્ અને સાત્વિક ભકતો આસક્તિવાળા થાય નહિ તેથી તેને બચાવ્યો છે. હવે જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**स मुक्तो लोकनाथाभ्यां व्रीडितो वीरसंमत : ।**
**तपसे कृतसंकल्पो वारितः पथि राजभिः ॥३३॥**

अन्ये यादवाः पुनर्बन्धनं करिष्यन्तीत्याशङ्क्याह *लोकनाथाभ्यामिति* । त्रैलोक्यनाथाभ्यां मुक्तं को वा बद्धुं शक्तः । द्विवचनेन विभक्तसामर्थ्यं सर्वमेव मोचने नियुक्तमिति सूचितम् । ननु तादृशः त्यक्तोपि म्रियेतेति कथं कार्यसिद्धिरिति चेत् ? सत्यम् । *व्रीडितः* । अत्र हेतुः वीरसंमत इति । वीरेषु अयमतिवीर इति संमतः । ततः मानुषपराक्रमस्यहतत्वात् अलौकिकं पराक्रमं साधयितुं तपसे कृतसङ्कल्पो जातः । ततस्तपःकरणार्थं गच्छन् पथि राजभिर्वारितः, ये राजानो भारभूताः । अनेन भगवच्चरित्रमलौकिकमित्युक्तम् । येषामुपकारं करोति तैस्त्यक्तः, येषां त्वपकारं करिष्यति तैर्गृहीत इति ॥३३॥

तेषां बोधने करणान्याह वाक्यैरिति ।

<u>શ્લોકાર્થ -૩૩ :</u> લોકના નાથોએ છોડી દીધેલા, શરમાએલા, શૂરવીરોથી માન પામેલા, તપ માટે સંકલ્પ કરેલા તેને જરાસંધ રસ્તામાં રાજાઓએ રોકયો. (૩૩)

સુબોધિનીજી, ભાવાર્થ : બીજા યાદવો ફરીથી બાંધશે એવી શંકા થાય તેથી લોકોના નાથોએ છોડી દીધેલાને બાંધવાને કોણ સમર્થ હોય? એથી સૂચવે છે કે બધા સામર્થ્યનો છોડી દેવામાં ઉપયોગ કર્યો હતો.

તેવા પુરૂષને છોડી દેવામાં આવે છતાં મરણ પામે તો તેથી કાર્ય કેમ સિદ્ધ થાય? એમ કહેવામાં આવે તે સત્ય જ છે. તે શરમાએલો હતો. તેનું કારણ શૂરવીરોથી માન પામેલો વિશેષણ મૂકેલ છે. તેથી તેના પરાક્રમનો નાશ થએલ હોવાથી, અલૌકિક પરાક્રમ પ્રાપ્ત કરવા માટે તેણે તપ કરવાનો સંકલ્પ કર્યો. પછી તપ કરવા જતાં રસ્તામાં જે રાજાઓ પૃથ્વીના ભારરૂપ હતા તેમણે રોકયો. તેથી એમ કહ્યું છે કે ભગવાનનું ચરિત્ર અલૌકિક છે. કારણ કે જેમના ઉપર ઉપકાર કરવાનો છે તેમને તેણે છોડી દીધો. પરંતુ જેમના ઉપર તે અપકાર કરવાનો છે તેમણે તેને પકડી રાખ્યો અને તપ કરવા જતાં રોકયો. (૩૩)

નીચેના શ્લોકથી તેઓએ કરેલ બોધના સાધન કહે છે.

**वाक्यैः पवित्रार्थपदैर्नयनैः प्राकृतैरपि ।**
**स्वकर्मबन्धनः प्राप्तो यदुभिस्ते पराभवः ॥३४॥**

त्रिविधा हि बोधकाः । तत्र सात्त्विकानां वचनं पवित्रार्थपदैरिति पवित्रार्थानि पदानि येषु वाक्येषु । *वाक्यैरिति* त्रिष्वपि सम्बध्यते । नयनैः प्राकृतैरपि । भगवानीश्वरः सर्वात्मा, तत्र पराजयो भाग्यमेवेति पवित्रार्थपादानि । नीतिवाक्यानि तु स्वदेशो न भवति, विचारश्च न कृतः । अकस्माद्युद्धे पलायनमुचितमेवेति राजसाः । अतो नीतिविरुद्धं न कर्तव्यमित्युपदेशपरैः । प्राकृतास्तु बहूनामेव महतामपि पराजयो जायत इति प्रकृतवचनैः बोधमुक्तवन्तः । एते त्रिविधा अपि दृष्टन्यायेनैवोक्तवन्तो, नादृष्टन्यायेन । अन्ये पुनरन्तरङ्गाः अदृष्टप्रकारेण बोधयामासुरित्याह *स्वकर्मबन्धन* इति । त्वया हि बहवो जिताः, तत्कर्मफलं च भोक्तव्यम्, अन्यथा प्रकारान्तरेण दुष्टैः सह पराजयो भवेत्, यतः स्वकर्मणा बन्धनं यस्य तादृशः पराभवः । अपि शब्दात् सर्वे चतुर्धा व्यस्तैः

समस्तैश्च बोधयामासुरित्यर्थः । *यदुभिः* सह **पराभव** इति । युक्तमेवैतत् । यतो ज्येष्ठो यदुरित्यपि ज्ञापितम् ॥३४॥

*<u>શ્લોકાર્થ- ૩૪ :</u> પવિત્ર અર્થવાળા શબ્દોવાળાં, નિતિનાં તેમજ હલકાં પોતાના કર્મને લીધે જેમાં બંધન થએલું છે તેવો યદુઓ સાથે યુદ્ધમાં થએલો તારો પરાભવ છે. એવાં વાક્યોથી રોકાયો. (૩૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> બોધ કરનારા રાજાઓ ત્રણ પ્રકારના હતા. તે પૈકી સાત્વિકોનું વચન પવિત્ર અર્થવાળા શબ્દોવાળું હતું. પવિત્ર અર્થોવાળા શબ્દો છે જે વાકયોમાં તેવા વાક્યોથી એ શબ્દ વિશેષણ સાથે છે. નિતીના તેમજ હલકાં વચનો એ ત્રણ સાથે સંબંધ રાખે છે.

ભગવાન ઈશ્વર સર્વના આત્મા છે. તેમનાથી પરાજય થાય તે તો ભાગ્ય છે. એવાપવિત્ર અર્થ અને શબ્દોવાળા વાકયો હતા. આ પોતાનો દેશ ન હતો અને તમે વિચાર ન કર્યો. અકસ્માત યુદ્ધ થાય તેમાં નાસી જવું યોગ્ય જ હતું. એવા નીતિના વાકયો રાજસ્ રાજાઓએ કહ્યાં. તેથી નીતિ વિરૂદ્ધ કશું કરવું ન જોઈએ. એવો ઉપદેશ કરવામાં તત્પર રાજાઓએ આવાં વાક્યો કહ્યાં. હલકા રાજાઓએ ઘણાએ મોટાઓનો પરાજય થાય છે એવા હલકાં વાક્યોથી બોધ આપ્યો. આ ત્રણે પ્રકારના રાજાઓએ જાણી શકાય તેવી રીતે બોધ આપ્યો. વળી ગાઢ સ્નેહવાળાએ ન જાણી શકાય તેવી રીતે બોધ આપ્યો. તેં ઘણાને જીત્યા છે અને તેનું ફલ તારે ભોગવાનું છે એમ ન થાય તો બીજા પ્રકારે દુષ્ટો સાથે યુદ્ધમાં પરાજય થાય એવો અર્થ કહેલો છે. બધાએ ભેગા થઈ ચાર પ્રકારે બોધ આપ્યો.

યદુઓ સાથે પરાજય થયો એકે કહ્યું આ યોગ્ય જ છે. કારણ કે યદુ સર્વથી મોટો હતો એમ પણ જાણાવેલું છે. (૩૪)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**हतेषु सर्वानीकेषु नृपो बार्हद्रथस्तदा ।**
**उपेक्षितो भगवता मागधान्दुर्मना ययौ ॥३५॥**

ततो यज्जातं तदाह । *हतेषु सर्वानीकेष्वपि,* तथापि सर्वैः पुरस्कृत इति राजचिह्नानि प्राप्य स्वदेशान् गतः जरासन्धः । यतो नृपः दैवमानुषसहायः सूचितः । तदा बोधनानन्तरं दृष्टसामग्र्यां च सत्यां पश्चाद्गत इत्याह तदेति ।

**निकटे सम्भृतिं कृत्वा प्रगल्भवचनैः सह ।**
**गच्छन् पुनर्भगवता निगृहीतो भविष्यति ॥**

इत्याशङ्क्याह *उपेक्षितो भगवतेति* । भगवतः स्थाने यद्यप्युक्तम्, यद्यपि भगवत्वान जानाति, तथापि तानि वाक्यान्यनादृत्योपेक्षामेव कृतवान् । भगवत्त्वादग्रिमकार्यमेव विचारयति, न तु नीतिविरोधम् । उपेक्षया सुतरां दुर्मना जातः । तत्त्वे अवगतेऽपि मागधत्वान्न शरणमागतः । नापि तूष्णीं स्थास्यति । मागधत्वादेव मागधान् ययौ ॥३५॥

तस्य स्वगृहप्राप्तिमुक्त्वा भगवतोऽपि परमवैभवेन मथुराप्रवेशमाह *मुकुन्दोऽपीति* पञ्चभिः ।

*<u>श्लोकार्थ-૩૫ :</u> સર્વ સૈન્ય હણાતાં ભગવાનને અવગણના કરેલો રાજા બાહદ્રથ પછી ઉદાસ મનવાળો થઈ મગધ ગયો. (૩૫)*

તેથી તે રાજા હતો. આ શબ્દથી તેને દેવો અને મનુષ્યો સહાય કરતા હતા એમ સૂચવેલું છે. પછી રાજાઓએ બોધ કર્યા પછી તે મગધ ગયો.

નજીકના સમયમાં તૈયારી કરીને ઉદ્ધત વચન સાથે આવશે અને ફરીથી ભગવાનનથી હાર પામશે એવી શંકા થાય તેથી ભગવાનની અવગણના કરેલો એવું વિશેષણ આપેલ છે. જોકે ભગવાનનો અનાદર કરી ભગવાન હોવાથી ભવિષ્યમાં કરવાના કાર્યનો જ વિચાર કરતા હતા. પણ નીતિના વિરોધનો વિચાર કરતા ન હતા. ભગવાનની અવગણના કરેલી હોવાથી ઉદાસ મનવાળો થયો તેને સત્ય વસ્તુ જાણી છતાં પણ ભગવાનને શરણે ન આવ્યો. શાંત પણ બેસી શકશે નહિ. તેથી મગધ ગયો. (૩૫)

તે જરાસંધ ઘેર ગયો એમ કહીને નીચેના શ્લોકથી આરંભી પાંચ શ્લોકથી ભગવાને પણ મથુરામાં પ્રવેશ કર્યો. તે કહે છે.

**मुकुन्दोऽप्यक्षतबलो निस्तीर्णारिबलार्णवः ।**
**विकीर्यमाणः कुसुमैस्त्रिदशैरनुमोदितः ॥३६॥**

न क्षतं बलं यस्य । एकोपि न हतः। यद्यपि मोक्षदाता तानपि मारयित्वा मुक्तिं दद्यात्, जरासन्धं वा मोचयेत् । न हि भगवान् जयहेतुः, किन्तु मोक्षहेतुः । लीनाः केचन पुनरायास्यन्तीति शङ्काभावार्थमाह । निस्तीर्णः नितरामुत्तीर्णः अखिलरूप एवार्णवो येन । अर्णवो हि नान्यत्र समायाति । महत्त्वेन पौरुषं पुनरागमनाभावश्च निरूपितः । ततः कुसुमैः विकीर्यमाणः, त्रिदशैरनुमोदितो जातः । अन्यथा अनन्तवधे तदधिष्ठातृदेवानां दुःखं भवेदित्याशङ्क्येते। देवार्थमेतत्कृतमित्यपि सूचितम् ॥३६॥

ततो मानुषैरप्यनुमोदित इत्याह माथुरैरिति ।

<u>શ્લોકાર્થ-૩૬ :</u> જેમનું સૈન્ય ક્ષીણ થયું નથી. જે શત્રુના સૈન્યરૂપી સાગર તરેલા છે તેવા મુકુંદ પણ દેવોથી પુષ્પવૃષ્ટિ કરાએલા અનુમોદન પામ્યા. (૩૬)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જેમનું સૈન્ય ક્ષીણ થયું નથી. જો કે ભગવાન મોક્ષ આપનાર છે. તે સૈનિકોને હણીને પણ મોક્ષ આપે અથવા જરાસંધને મોક્ષ આપે કારણ કે ભગવાન જયના કારણ જય કરાવનાર નથી પણ મોક્ષ આપનાર છે છતાં પણ તેમનો એક પણ સૈનિક હણાયો ન હતો.

છુપાઈ રહેલા કેટલાક જરાસંધના સૈનિકો પાછા આવશે એવી શંકા ન રહે માટે કહે છે. શત્રુના સૈન્યરૂપી જ સાગર જેમણે તરેલો છે તેવા ભગવાન છે. કારણ કે સાગર પોતાનું સ્થાન છોડી બીજે જતો નથી.

પછી ભગવાન દેવોથી પુષ્પ વૃષ્ટિ કરાએલા અને અનુમોદન પામેલા થયા. તેમ ન હોય તો અનંત સૈન્યનો વધ થતાં તેના દેવોને દુઃખ થાય એવી શંકામાં ભગવાને તેમને હણવાનું કાર્ય દેવો માટે કરેલું હતું. (૩૬)

પછી મનુષ્યોએ પણ અનુમોદન કર્યું તે બે શ્લોકથી કહે છે.

**माथुरैरुपसंगम्य विज्वरैर्मुदितात्मभिः ।**
**उपगीयमानविजयः सूतमागधबन्दिभिः ॥३७॥**

**शङ्खदुन्दुभयो नेदुर्भेरीतूर्याण्यनेकशः ।**
**वीणावेणुमृदङ्गानि पुरं प्रविशति प्रभौ ॥३८॥**

दुर्गमुद्घाट्य सर्वे समागताः । यतो *विज्वराः* मरणशङ्कारहिताः । ज्वरो हि समागत एव मरणशङ्कामुत्पादयति । तेषां स एव ज्वरः प्राप्त इति । कालदेहादिधर्मास्तु पूर्वमेव निवारिताः । किञ्च, बहिर्बुद्ध्यापि मुदितात्मानो जाताः । ततः सूतमागधबन्दिभिः उपगीयमानविजयो जातः । शङ्खदुन्दुभयश्च नेदुः । ततः शनैः गमनसूचनाय । वीणावेणुमृदङ्गान्यपि वादितानि । यतः प्रभुः पुरं प्रविशतीति । लौकिकमेतदिति सूचितम् ॥३७॥३८॥

अन्तः पुरं वर्णयति सिक्तमार्गामितिद्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૩૭-૩૮ :</u> જવર વિનાના થએલા, અન્તઃકરણમાં આનંદ પામેલા મથુરાના રહેવાસીઓ પાસે આવ્યા. સૂત, ભાટ અને ચારણો ભગવાનના વિજયનું ગાન કરવા લાગ્યા. પ્રભુ શહેરમાં પ્રવેશ કરતા હતા ત્યારે શંખ અને નગારાં, ભેરી અને તુરીઓ, વીણા, વેણુ અને મૃદંગો અનેક પ્રકારે વાગ્યાં. (૩૭-૩૮)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> કિલ્લા દ્વાર ઉઘાડીને બધા મથુરાવાસીઓ આવ્યા. કારણ કે તેઓ જવર વિનાના એટલે મરણના ભય વિનાના થયા. કારણ કે જવર આવતાં જ તે મરણનો ભય ઉત્પન્ન કરે છે અને જરાસંધ જ જવર થઈને આવ્યો. તેમના કાલ દેહ વિગેરેના ગુણો તો ભગવાને પહેલાં જ મટાડેલા. વળી બહારના ભાવથી પણ તેઓ અન્તઃકરણમાં આનંદ પામેલા હતા. પછી સૂત, ભાટ અને ચારણોથી જેમના વિજયનું ગાન થતું હતું તેવા ભગવાન થયા. શંખ અને નગારા વાગ્યાં. પછી પ્રભુ શહેરમાં પધારતા હતા તેથી ધીરે ધીરે પધારતા હતા એમ સૂચવવા વીણા, વેણુ અને મૃદંગો પણ વગાડવામાં આવ્યાં. આ શહેરમાં પધારવાનું કાર્ય લૌકિક હતું. એમ સૂચવેલું છે. (૩૮)

હવે નીચેના બે શ્લોકથી શહેરનું વર્ણન કરે છે.

**सिक्तमार्गां हृष्टजनां पताकाभिरलंकृताम् ।**
**निर्घुष्टां ब्रह्मघोषेण कौतुकाबद्धतोरणाम् ॥३९॥**
**निचीयमानो नारीभिर्माल्यदध्यक्षताङ्कुरैः ।**
**निरीक्ष्यमाणः सस्नेहं प्रीत्युत्कलितलोचनैः ॥४०॥**

सिक्ताः सर्वे मार्गा यस्याम्, गन्धोदकैः सेकः । हृष्टा जना यस्याम् । पताकाभिः जयलेखाङ्किताभिरलङ्कृतामितति । अधो मध्ये उपरि च शोभा निरुपिता । नितरां घुष्टा ब्रह्मघोषेण वेदपाठेनेति । प्रत्यागाशिषो मन्त्राः प्रवेशे पठनीया इति पुरप्रवेशे तदर्थमेव ब्राह्मणैः ब्रह्मघोषः पठित : । वैश्यानां विशेषचेष्टामाह । कौतुकैराबद्धानि तोरणानि यस्यामिति । सर्वाभिरेव नारीभिः माल्यादिभिः विकीर्यमाणो जातः । दध्यक्षताः विकीर्णाः, यवाङ्कुराश्च । एवं तासां क्रिया भगवति निरूपिता त्रिविधा । ज्ञानमपि तथा निरूपयति निरीक्ष्यमाण इति । स्नेहो बन्धुभावेन । प्रीतिः पुरुषभावेन । उत्कण्ठा कामभावेनेति । एवं त्रिस्वभावैलोचनैर्निरीक्ष्यमाणो जातः । स्नेहः पृथक् कृतो लौकिकदोषाभावाय ॥४०॥

ततः प्राप्तधनस्य राजन्येव विनियोगं वदन् स्वस्य तदाज्ञया युद्धादिकरणं सूचयति, तद्दुःखाभावाय, आयोधनगतमिति ।

*શ્લોકાર્થ : ૩૯-૪૦:* *જલ છાંટેલા રસ્તાવાળા, આનંદ પામેલી માણસોવાળી પતાકાઓથી શણગારેલી, વેદના પાઠથી ગજવેલી, ઉત્સવને લીધે જેમાં તોરણો બાંધેલા છે તેવી પુરીમાં સ્ત્રીઓ વડે પુષ્પો, દહિ, અક્ષત અને અંકુરોથી છવાતા અને સ્નેહપૂર્વક પ્રીતિને લીધે ફાટેલા નયનોથી દર્શન કરાતા ભગવાન પધાર્યા. (૩૯-૪૦)*

સુબોધિનીજી, ભાવાર્થ : ચંદનથી છાંટેલા હતા બધા રસ્તાઓ જેની અંદર તેવી પુરી હતી સુંગધવાળા જલોથી છંટકાવ કરેલો. (૨) આનંદ પામેલા હતા માણસો જેની અંદર તેવી (૩) જયના લેખો લખેલી પતાકાઓથી શણગારેલી પુરી હતી. વેદના પાઠોથી સારી રીતે ગજાવેલી હતી. નગરમાં પ્રવેશ કરવામાં

આવે ત્યારે અન્તઃકારણપૂર્વક આર્શિવાદના મંત્રો ભણવા જોઈએ તેવી પુરીમાં ભગવાન પ્રવેશ કરતા હતા ત્યારે બ્રાહ્મણોએ વેદના પાઠ કરેલા. ઉત્સવને લીધે જેમાં તોરણો બાંધેલા છે. વિશેષણથી વૈશ્યોનું ખાસ કાર્ય કહેલું છે.

બધી સ્ત્રીઓથી પુષ્પો વિગેરેથી ભગવાન છવાઈ ગએલા હતા. તેઓએ દહીં અને અક્ષતોથી વધાવ્યા, યવના અંકુરો નાખ્યાં. એ પ્રમાણે ત્રણ રીતે ક્રિયા વર્ણવી.

સ્નેહપૂર્વક પ્રીતિને લીધે વિસ્ફારિત નયનોથી દર્શન કરતા શબ્દોથી ત્રણ પ્રકારનું જ્ઞાન પણ કહેલું છે. બંધુભાવથી સ્નેહ થયેલો, પુરૂષભાવથી પ્રીતિ થએલી અને કામભાવથી ઉત્કંઠા થએલી એ પ્રમાણે ત્રણ સ્વભાવવાળી લોચનથી દર્શન કરાતાં હતાં. તે યુદ્ધથી પ્રાપ્ત થએલા ધનનો રાજા માટે જ ઉપયોગ કર્યો એમ કહેલાં તે રાજાને દુઃખ ન થાય તે માટે તેની આજ્ઞાથી ભગવાન પાતે યુદ્ધ કરતાં હતા તે નીચેના શ્લોકથી સૂચવે છે.

**आयोधनगतं वित्तमनन्तं वीरभूषणम् ।**
**यदुराजाय तत्सर्वमाहृतं प्रादिशत्प्रभुः ४१ ॥**

*आयोधनं* युद्धभूमिः, तत्र योधैरानीतं द्रव्यमाभरणादिप्रकारेण । अनन्तं बह्वेव। बहव एव हता इति । अनन्तत्वे हेतुमाह वीरभूषणमिति । यावदाहृतं तत्सर्वं यदुराजाय प्रादिशत् प्रकर्षेण बोधितवान् । रक्षास्थापनादिकं तु स्वकृत्यमेवेति निवेदनमात्रं राज्ञे निरूपितम् । प्रभुत्वात् न सह गतानां यथेष्टं द्रव्यविनियोगः ॥४१॥

एवमेकप्रकारेण भवतो जयं निरूप्य जयान्तरेष्वपीमं प्रकारमतिदिशति एवं सप्तदशकृत्व इति ।

શ્લોકાર્થ :-૪૧ઃ રણભૂમીમાં પડેલું, વીરોના ભૂષણરૂપ અનંત ધન હતું. તે બધું લાવીને પ્રભુએ યદુઓના રાજાને નિવેદન કર્યું. (૪૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :-</u> આયોધન એટલે રણભૂમી, યોદ્ધાઓએ આણેલું ધન ઘણું જ હતું. કારણ કે ઘણા યોદ્ધાઓ હણાયા હતા. વીરોના

ભૂષણ શબ્દોથી ધન અનંત હતું તે સૂચવે છે. તે બધું ધન યદુઓના રાજાને નિવેદન કર્યું. તે ધનનું રક્ષણ કરવાનું, રાખવાનું વિગેરે બધું ભગવાનનુ જ કામ હતું. તેથી રાજાને નિવેદન કરવાનું કહેલું છે. ભગવાન પ્રભુ હોવાથી તેમની સાથે ગએલા યોદ્ધાઓએ પોતાની ઇચ્છા મુજબ દ્રવ્યનો ઉપયોગ કર્યો ન હતો.(૪૧)

એ પ્રમાણે એક પ્રકારે ભગવાનના વિજયનું વર્ણન કરી નીચેના શ્લોકથી બીજા વિજયોમાં પણ આ પ્રકાર લાગુ પાડે છે.

**एवं सप्तदशकृत्वस्तावत्यक्षौहिणीबलः ।**
**युयुधे मागधो राजा यदुभिः कृष्णपालितैः ॥४२॥**
**अक्षिण्वंस्तद्बलं सर्वं वृष्णयः कृष्णतेजसा ।**

अनेनापि सह सप्तदश । एकः सप्तदशधा आवृत्त इति सर्वसाम्यत्वाय कृत्वसुच्प्रत्ययः । देशदोषात् न विवेक उत्पद्यते इति मागध इत्युक्तम् । सम्पत्तिस्तु राजत्वात् । अन्यत्रापि भगवान् न स्वयं युयुधे । तथा सति लोकप्रतीत्या सर्वदा क्लेश एव भवेत्, किन्तु कृष्णरक्षितैर्यदुभिः सह युयुधे । अत एव च तद्बलमक्षिण्वन् । न केवलं रक्षार्थमेव भगवद्भिनियोगः, किन्तु निराकरणार्थमपीत्याह कृष्णतेजसेति ।

पुनः पुनः तस्यापि गमनं वाक्यैरधिकैरावेशेन चेति वक्तुमाह हतेष्विति ।

**हतेषु स्वेष्वनीकेषु त्यक्तोऽयादरिभिर्नृपः ॥४३॥**

यतो नृपः । राज्ये हते हि स निवृत्तो भवेत् । तद्भगवान् न करोतीति स निवर्तत इत्यर्थः । ब्रह्माण्डे हि प्रजापतिध्यक्षः, स कालात्मा यज्ञात्मा च, स सप्तदशो भवति, स पराजित एव । अतः परं प्रमाणरूपाः, ब्राह्मणा अवशिष्यन्ते । शिवश्च वेदरूपः । उभयबलमाश्रित्य अष्टादशे पर्याये समागमिष्यतीत्याह अष्टादशम इति ।

<u>શ્લોકાર્થ-૪૨-૪૩:</u> એ પ્રમાણે સત્તરવાર અક્ષૌહિણી સૈન્યવાળા માગધ

રાજાએ શ્રીકૃષ્ણથી રક્ષાએલા યાદવો સાથે યુદ્ધ કર્યું. વૃષ્ણિઓએ શ્રીકૃષ્ણના તેજથી તે બધા સૈન્યનો નાશ થયો. (૪૨) પોતાના સૈન્યો હણાતાં, શત્રુઓએ છોડી દીધેલો રાજા જતો રહેલો હતો. (૪૩)

સુબોધિનીજી, ભાવાર્થ : એ પ્રમાણે સત્તરવાર યુદ્ધ કર્યું. બધા યુદ્ધ એક સરખાં હતાં એમ જણાવવા 'कृत्वस्' પ્રત્યય લાગેલો છે. સૂચ્ દેશના દોષને લીધે જરાસંધમાં ભગવાનને પારખવાની શકિત આવી નહિ. એ જણાવવા માગધ શબ્દ છે. તેની પાસે વારંવાર સૈન્ય ભેગુ કરવાની સંપત્તિ હતી. જો કે બીજા યુદ્ધમાં ભગવાને યુદ્ધ કર્યું નહિ. કારણ કે વારંવાર યુદ્ધ કરે તો લોકદષ્ટિ પ્રમાણે ભગવાનને સદા કલેશ જ થાય પરંતુ શ્રીકૃષ્ણથી રક્ષાએલા યાદવોએ યુદ્ધ કર્યું અને તેના સૈન્યનો નાશ કર્યો. શ્રીકૃષ્ણના તેજથી એ શબ્દથી તે તેના સૈન્યનો નાશ કરવા માટે તેજ હતું. તે જરાસંધ વારંવાર અહંકારને લીધે ફરી ફરીને જતો હતો. તે રાજા હતો. તે રાજ્ય લઈ લેવામાં આવે તો તે યુદ્ધ કરતાં અટકે પણ ભગવાન તેમ કરતા ન હતા. તેથી તે અટકતો ન હતો. (૪૩)

બ્રહ્માંડમાં પ્રજાપતિ અધ્યક્ષ છે. તે કાલરૂપ અને યજ્ઞરૂપ છે. તે સત્તર છે. તેનો પરાજય થયો. હવે પછી પ્રમાણરૂપ બ્રાહ્મણો અને વેદરૂપ શિવ બાકી રહ્યા. તે બંનેના બલનો આશ્રય લઈને જરાસંધ અઢારમી વખત આવશે એમ હવે કહે છે.

**अष्टादशमसंग्राम आगामिनि तदन्तरा ।**
**नारदप्रेषतो वीरो यवनः प्रत्यदृश्यत ।।४४।।**
**रुरोध मथुरामेत्य तिसृभिर्म्लेच्छकोटिभिः ।**
**त्रैलोक्ये चाप्रतिद्वन्द्वो वृष्णीन् श्रुत्वात्मसंमितान् ।।४५।।**

एवं पुराणान्तरे कथा। बहुधा सर्वैः संप्रार्थितोऽपि सप्तदशे पर्याये पराजितः तपस्तप्तुं गतः । तत्र समाराधितः शिवः । पश्चात् प्रसन्नेन शिवेन ब्राह्मणसमाराधनार्थं निरूपितः । ब्रह्मण्यः कृष्णो न ब्राह्मणवाक्यमन्यथा करिष्यतीति । ततः स्वनगरीं समागत्य ब्राह्मणानाहूय सिंहासने उपवेशितवान् । ततः प्रीतैर्ब्राह्मणैः पुनस्तस्मै सिंहासनं दत्वा वरोपि दत्तः, शत्रुं जेष्यसीति ।

अजेयश्च त्रैलोक्यस्य भविष्यसी'ति । एतत् ज्ञात्वा नारदः मध्ये कालयवनं च प्रेषितवान् । सोऽपि सर्वयादवनिराकरणार्थं प्रतिज्ञां चक्रे । स चेत्पश्चादागच्छेत्, द्वारकां गच्छेदिति । तस्य तत्र निराकरणं मर्यादापालकेनाशक्यमिति उभयमेकहेलया निर्वाहत्विति मध्ये देवगुह्यकर्ता नारदो यवनं प्रेषितवान् । स हि वृद्धगर्गस्य पुत्रः । महायवनो ह्यप्रज आसीत् । तेन पुत्रार्थं प्रार्थितो वृद्धगर्गः तद्भार्यायां पुत्रमधात् । 'अजेयश्च तव पुत्रो भविष्यती'त्याह । ततः कालान्तरे यदुसभायां स एव वृद्धगर्गो यदुभिरुपहसितः स्वपुत्रं प्रार्थितवान् 'यादवा मारणीया' इति । एवं वैरे सिद्धे नारदेन तेषु प्रविष्ट एव सन्धिकालोऽयम्, शीघ्रं गम्यतामिति तं प्रेषितवान् । तदाह । आगामिनि अष्टादशमे सङ्ग्रामेतदन्तरा नारदेन प्रेषितो यवनः वीरत्वाद्युद्धरसाभिनिविष्टः प्रत्यदृश्यत प्रतिकूलतया समागतो दृष्टः । तस्य प्रतिकूलतामाह रुरोधेति । स्वयं समागत्य म्लेच्छकोटिभिः मथुरां रुरोध । तत्र कारणमाह त्रैलेक्ये अप्रतिद्वन्द्वः । चकारादनुभावेनापि । वृष्णींश्च आत्मसम्मितान् तुल्यान् श्रुत्वा नारदात् तदसहमानो रुरोधेति सम्बन्धः ॥४४॥४५॥

तदा भगवान् तत्स्थानपरित्यागार्थं निरोधं चिन्तयामासेत्याह तं दृष्ट्वेति ।

<u>શ્લોકાર્થ - ૪૪ :</u> *અઢારમો સંગ્રામ આવવાના પ્રસંગે આવશે એમ હવે કહે છે. મોકલેલ વીર યવન સામો દેખાયો. (૪૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> બીજા પુરાણોમાં એ પ્રમાણે કથા છે કે બધા રાજાઓએ ઘણા પ્રકારે પ્રાર્થના કરેલ હોવા છતાં સત્તરવાર હારેલો જરાસંધ તપ કરવા ગયો. ત્યાં તેને શિવની આરાધના કરી. પછી બ્રાહ્મણ જેને પ્રિય છે એવા શ્રીકૃષ્ણ બ્રાહ્મણનું વચન ખોટું પાડશે નહિ એવા વિચારથી પ્રસન્ન થએલ શિવે તેને બ્રાહ્મણોની આરાધના કરવા જણાવ્યું. પછી જરાસંધે પોતાની નગરીમાં આવી, બ્રાહ્મણોને બોલાવી તેને સિંહાસન પર બેસાડયા. ત્યારે બ્રાહ્મણોએ તેને સિંહસન પાછું આપી તું શત્રુને જીતીશ અને ત્રણ લોકથી જીતાય નહિ તેવો થઈશ એવા બે વરદાન આપ્યા.

આ વૃતાંત જાણીને નારદે મધ્યે કાલયવનને મોકલ્યો. તેને પણ બધા યાદવોનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરેલી. જો તે અઢારમા સંગ્રામ પછી આવે તો તે દ્વારકા જાય અને તેનું નાશ થાય નહિ તેથી બંને કાર્ય એક સાથે થાય.

સહેલાઈથી થાય એવા વિચારથી નારદે વચ્ચે યવનને મોકલ્યો. તે વૃદ્ધ ગર્ગનો પુત્ર હતો. મહાયવન પુત્ર વિનાનો હતો. તેણે પુત્ર પ્રાપ્તિ માટે વિનંતી કરતાં વૃદ્ધ ગર્ગે તેની પત્નિને ગર્ભધાન કર્યું અને તારો પુત્ર જીતી ન શકાય એવો થશે એમ કહ્યું. પછી ઘણા સમયે યાદવોની સભામાં તેજ વૃદ્ધ ગર્ગની યાદવોએ મશ્કરી કરી તેથી તેણે પોતાના પુત્રને કાલયવનને યાદવોનો યોગ્ય છે એમ કહ્યું. એમ વેર થતાં તેઓની પાસે ગયેલા નારદે જ આ યોગ્ય અવસર છે ઝટ જા એમ જાણી તેને મોકલ્યો તે વૃતાન્ત કહે છે. તેને નારદે મોકલેલ; વીર હોવાથી વીરરસમાં આગ્રહવાળો યવન શત્રુ તરીકે એ દેખાયો. (૪૪)

નીચેના શ્લોકથી શત્રુ તરીકેનું વર્ણન જણાવે છે.

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *ત્રણ લોકમાં જેની સમાન કોઇ નથી તેવો તેણે વૃષ્ણીઓને પોતાની સમાન સાંભળીને ત્રણ કરોડ મલેચ્છોના સૈન્ય સાથે આવીને મથુરાને ઘેરી લીધી. (૪૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> તેણે પોતે તેનું કારણ ત્રણ લોકમાં જેની સમાન કાંઇ નથી (તેવા શબ્દોથી કહેલ છે). 'ચ' અને શબ્દથી એમ કહેલું છે કે પ્રભાવથી તેની સમાન કાંઇ ન હતું. પરંતુ નારદ પાસેથી વૃષ્ણીઓને પોતાની સમાન સાંભળીને તે સહન ન થતાં મથુરાને ઘેરી લીધી. એવો અર્થ છે. (૪૫)

તે સમયે ભગવાને તે સ્થાનનો ત્યાગ કરવા વિચાર કર્યો. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तं दृष्ट्वाचिन्तयत्कृष्णः संकर्षणसहायवान् ।**

इदं तु प्रकटचिन्तनम् । अतो गूढाभिप्रायेणैव चिन्तयति । अभिप्रायस्तु स्थानात् परित्याजनीयाः लोके तथा दर्शनात् । अतो भगवानेतानन्यत्र नेतुं विचारयति । ये निरोद्धव्याः । यथा बृहद्वनात् निष्कासिताः, तथा मथुरातोऽपि निष्कासनीयाः यदि देशान्तरं न गच्छेः, तदा निरुद्धा एव न भवेयुः, लोके तथा दर्शनात् । अतो भगवानेतानन्यत्र नेतुं विचारयति । तत्संमतिव्यतिरेकेण नयने मन्त्रभेदः स्यादिति मर्मज्ञेन बलभद्रेण सह मन्त्रयामास । यतोऽयं कृष्णः, निरोधार्थमेव प्रवृत्तः । अन्यथा सदानन्दः तेषां न भवेत्, बहिश्चित्तत्वादिति ।